કવિવર રવીન્દ્રનાથ ટાગોર કૃત

# ગુપ્તધન

• અનુવાદક •

રમણલાલ સોની

શ્રીકાન્તશેષપર્વ, ચાંદમુખ, શરદવંદના, શરદવાણી,
વિવાહિતા, અભિશાપ વગેરેના અનુવાદક

•



સોલ એજન્ટ

એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ : : પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨

જેમની મમતાળુ મીઠાશથી

દર્દીઓનાં દર્દની કડવાશ હઠવા માંડે છે,

જેમની કુશલ ચિકિત્સાથી

દર્દીના દિલમાં આશા ઊગવા માંડે છે

તે

મહાગૂજરાતના સુપ્રસિદ્ધ

સ્ત્રીરોગ–ચિકિત્સક

ડોકટર શ્રી. સરોશ બેહરામગોર અંકલેસરીઆ

એમ. ડી. [ લંડન ]

ને

ભાવપૂર્વક

સ મ ર્પ ણ.



# ગુપ્ત ધન

## અનુક્રમ

# ગુપ્ત ધન

: ૧ :

**અમાસની** અંધારી રાત હતી.

મૃત્યુંજય તાંત્રિક મત પ્રમાણે પોતાની પ્રાચીન ગૃહદેવતા જયકાલીની પૂજા કરવા બેઠો હતો. પૂજા પૂરી કરીને જ્યારે એ ઊઠયો ત્યારે ભોરનો પહેલો કાગડો બોલ્યો.

મૃત્યુંજયે પાછળ ફરીને ખાતરી કરી તો મંદિરનું બારણું બંધ હતું. પછી તેણે એકવાર દેવીના ચરણમાં માથું મૂકીને દેવીનું આસન સરકાવી દીધું. એ આસનની નીચેથી તેણે એક ફણસના લાકડાની પેટી બહાર કાઢી. જનોઈએ ચાવી બાંધેલી હતી. એ ચાવી વડે મૃત્યુંજયે પેટી ઉઘાડી. પેટી ઊઘડતાં જ ચમકી પડી તેણે કપાળે હાથ પછાડયો.

મૃત્યુંજયના ઘરના વાડાને ફરતી પાકી દિવાલ હતી. એ વાડામાં એક ખૂણે મોટાં મોટાં ઝાડોની ઘટામાં અંધારામાં એક નાનકડું મંદિર હતું. મંદિરમાં જયકાલીની મૂર્તિ સિવાય બીજું કંઈ નહોતું. તેને બારણું પણ માત્ર એક જ હતું.

મૃત્યુંજયે પેટીને કેટલીયેવાર ઊંચી નીચી કરી જોઈ. તેણે તે ઉઘાડી તે પહેલાં તે બંધ જ હતી—કોઈએ તેને ઉઘાડી નહોતી.

મૃત્યુંજયે દશદશ વખત મૂર્તિની ચારે તરફ ફરીને હાથ ફેરવી જોયો, પણ કંઈ જ મળ્યું નહિ. પાગલની પેઠે તેણે એકદમ મંદિરનાં બારણાં ઉઘાડી નાખ્યાં—તે વખતે સવાર થવા આવી હતી. અજવાળું થઈ ગયું હતું. મંદિરની ચારે તરફ ખોટી આશાએ ઘૂમી ઘૂમીને તેણે શોધ કરવા માંડી.

અજવાળું બરાબર થઈ ગયા પછી તે બહાર ચંડીમંડપમાં આવ્યો અને માથે હાથ દઇને બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો. આખી રાતના ઉજાગરાને લીધે શરીર થાકેલું થતું, એટલે જરાકમાં ઝોકાં આવવા માંડયાં. ત્યાં ઓચિંતાનો એક બૂમ સાંભળી એ ચમકી ગયો.

'જય હો બાબા!'

જોયું તો સામે આંગણામાં એક જટાધારી સંન્યાસી ઊભો હતો. મૃત્યુંજયે ભક્તિભાવપૂર્વક તેને પ્રણામ કર્યા. સંન્યાસીએ તેના માથા પર હાથ મૂકીને આશીર્વાદ આપ્યાઃ 'બાબા, તું મનમાં ખાલી ચિંતા કરે છે.'

સાંભળી મૃત્યુંજય નવાઈ પામી ગયો. તે બોલ્યો : આપ મનની વાતો જાણનારા છો, નહિ તો મારી ચિંતાની આપને કેવી રીતે ખબર પડી? મેં તો કોઈનેયે કશી વાત કરી નથી'.

સંન્યાસીએ કહ્યું : 'વત્સ! હું કહું છું કે તારું જે ગયું છે તેનો શોક કરવાને બદલે તું આનંદ કર!'

મૃત્યુંજય સંન્યાસીના બેઉ પગને બાઝી પડી બોલ્યો : 'ત્યારે તો આપને બધી ખબર છે. કેવી રીતે ગયું છે, અને હવે ક્યાં જાઉં તો મને પાછું મળે એ નહિ કહો ત્યાં લગી હું આપના પગ છોડવાનો નથી એ નક્કી જાણજો.'

સંન્યાસીએ કહ્યું : 'હું જો તારું કલ્યાણ ઇચ્છતો ન હોત તો જરૂર કહેત. પરંતુ માતાએ દયા કરીને જેનું હરણ કર્યું છે તેની ચિંતા કરવી નકામી છે.'

સંન્યાસીને પ્રસન્ન કરવા માટે મૃત્યુંજયે આખો દિવસ અનેક પ્રકારે તેમની સેવા કરી. બીજા દિવસે સવારે કોઢમાંથી ગાય દોહીને ફીણભર્યાં દૂધનો લોટો લઇને એ આવ્યો, ત્યારે જોયું તો સંન્યાસી અદૃશ્ય થઈ ગયા હતા.

: ૨ :

મૃત્યુંજય જ્યારે બાળક હતો, ત્યારે એક દિવસ તેના દાદા હરિહર આ ચંડીમંડપમાં બેસીને હુક્કો પીતા હતા. તે વખતે પણ આવી જ રીતે કોઈ સંન્યાસી 'જય હો બાબા!' કહીને આ આંગણામાં આવીને ઊભો હતો.

હરિહરે એ સંન્યાસીને કેટલાક દિવસ ઘરમાં રાખ્યો હતો અને વિધિપૂર્વક તેની સેવા કરી તેને પ્રસન્ન કર્યો હતો.

જતી વખતે સંન્યાસીએ પૂછ્યું: 'વત્સ, માગ, તું માગે તે આપું.' ત્યારે હરિહરે કહ્યું, 'આપ જો ખરેખર પ્રસન્ન થયા હો તો જરા મારી વાત સાંભળો. એક વખત એવો હતો જ્યારે અમે આ ગામમાં સૌથી મોટા હતા. પછી મારા દાદાના દાદા દૂર દેશાવરથી કોઈ કુલીન વર શોધી લાવ્યા, ને એને પોતાની એક દીકરી આપી ઘર-જમાઈ કરીને રાખ્યો. એ દીકરીના વંશજો, અમને થાપ આપીને, આજે આ ગામમાં સૌથી મોટા બની બેઠા છે. અત્યારે અમારી દશા સારી નથી, એટલે જ એમનો આ અહંકાર અમે સહી લઈએ છીએ. પણ હવે એની હદ આવી ગઈ છે. માટે અમારું ઘર ફરીને ઊંચું આવે, ફરી અમે સૌથી તવંગર બની જઈએ એવો રસ્તો દેખાડો! એવા આશીર્વાદ આપો.'

સંન્યાસીએ મંદ હસીને કહ્યું : ‘ બાબા, મોટા થવામાં મજા નથી, મને એમાં તારું કલ્યાણ નથી દેખાતું. થોડામાં સુખી થા. ’

પરંતુ હરિહર છોડે એવો નહોતો, પોતાના ઘરને સૌની ટોચે મૂકવા માટે તે ગમે તે કરવા તૈયાર હતો.

પછી સંન્યાસીએ પોતાની ઝોળીમાંથી કપડામાં બાંધેલો એક દેશી કાગળ બહાર કાઢ્યો. જન્મોત્રીની પેઠે કાગળ વીંટાળેલો હતો, અને એમાં કંઈક લખેલું હતું. સંન્યાસીએ જમીન ઉપર વીંટો ઉખાળ્યો.

હરિહરે જોયું તો એમાં ચિત્રવિચિત્ર કુંડાળાં ચીતરેલાં હતાં, અને કુંડાળાંમાં કંઈ વિચિત્ર સાંકેતિક ચિહ્નો કરેલાં હતાં. અને તે બધાંની નીચે એક જબરદસ્ત ઉખાણું લખેલું હતું, તેની શરૂઆત આવી હતી :

પગે લાગે માધા
રા ન આપે રાધા;
થાકીને દે રા,
પાગલ છોડે પા.
આમલી વડને ભાળો,
જમણે હાથ ચાલો.
ઈશાન ખૂણે ઇશાની,
કહી દીધી નિશાની !
વગેરે.

હરિહરે કહ્યું : ‘ બાબા ! મને તો કાંઈ સમજ પડતી નથી. ’

સંન્યાસીએ કહ્યું : ‘ પાસે રાખી મૂકો, દેવીની પૂજા કરો, એમની કૃપાથી તારા વંશમાં કોઈને કોઈ આ કાગળમાં કહ્યા પ્રમાણે કરવાથી એટલું ધન દોલત મેળવશે કે જગતમાં એનો જોટો નહિ જડે. ’

હરિહરે કાકલુદી કરીને કહ્યું : 'બાબા, તમે કશું નહિ સમજાવો ?'

સંન્યાસીએ કહ્યું : 'ના, સાધના કરવાથી સમજાશે !'

બરાબર એ જ વખતે હરિહરનો નાનો ભાઈ શંકર આવી પહોંચ્યો. એને જોતાં જ હરિહરે ઝટપટ કાગળ વાળી લેવાનો પ્રયત્ન કર્યો. તે જોઈને સંન્યાસી હસીને બોલ્યો : 'પૈસાદાર થવાનો રસ્તો દુઃખનો છે. એ દુઃખ અત્યારથી જ શરૂ થઈ ગયું ! પરંતુ, છુપાવવાની કંઈ જરૂર નથી. કારણકે આનું રહસ્ય માત્ર એક જ માણસ સમજી શકશે, હજાર પ્રયત્નો કરે તોયે બીજું કોઈ તે હાથ કરી શકવાનું નથી. તમારા બધામાં એ એક માણસ કોણ છે એની કોઈને ખબર નથી. માટે આ લેખ સૌના દેખતાં બેફિકર ખુલ્લો રાખી શકાશે.'

આમ કહી સંન્યાસી જતો રહ્યો. પરંતુ હરિહરે એ લેખ છુપાવીને જ રાખ્યો. વખતે બીજું એ વાંચીને પૈસાદાર બની જાય, વખતે એના ભાઈ શંકરને એમાંથી ફાયદો મળી જાય, એ બીકે હરિહરે એ લેખ ફણસના લાકડાની પેટીમાં મૂકીને પોતાની ગૃહદેવતા જયકાલીના આસનની નીચે સંતાડી રાખ્યો.

દરેક અમાવાસ્યાની મધરાતે દેવીની પૂજા કર્યા પછી તે, એ કાગળ કાઢીને જોતો, કે દેવીએ પ્રસન્ન થઈ તેનો અર્થ સમજવાની શક્તિ તેને આપી છે કે નહિ !

શંકર કેટલાક દિવસથી હરિહરને કરગરવા લાગ્યો : 'દાદા, મને એ લેખ ધ્યાનપૂર્વક જોવા તો દો.'

હરિહર કહેતો : 'દૂર હટ, ગંડુ ! જારે જા મુરખા ! એ કાગળી-આમાં તે બળ્યું છે શું ! લુચ્ચો બગભગત કાગળમાં કંઈ આડાંઅવળાં કુંડાળાં કાઢી આપીને મને છેતરી ગયો. મેં એ કાગળ બાળી નાખ્યો !'

શંકર કંઈ બોલ્યો નહિ.

એકાએક એક દિવસ માલમ પડયું કે શંકર ઘરમાં નથી. તે પછી એનો પત્તો જ ન લાગ્યો.

હરિહરનું કામકાજમાં લક્ષ રહ્યું નહિ. પળેપળ એ ગુપ્ત ધનનું ધ્યાન ધર્યા કરતો.

એમ કરતાં એનો અંતકાળ પાસે આવ્યો ત્યારે એ પોતાના મોટા છોકરા શ્યામાપદને સંન્યાસીએ આપેલો એ લેખ સોંપી ગયો.

લેખ હાથમાં આવતાં શ્યામાપદે નોકરી છોડી દીધી. જયકાલીની પૂજા કરવામાં, અને એકચિત્તે આ લેખ વાંચવામાં તેની જીંદગી કેવી રીતે પૂરી થઈ ગઈ તેનીયે તેને ખબર પડી નહિ.

મૃત્યુંજય શ્યામાપદનો મોટો છોકરો હતો. પિતાના મરણ પછી, સંન્યાસીએ આપેલા આ ગુપ્ત લેખનો તે હકદાર બન્યો હતો. તેની અવસ્થા ઉત્તરોત્તર જેમ વધારે બગડતી ગઈ તેમ તેમ વધારે ને વધારે ઉત્સાહથી તે આ કાગળ વાંચવામાં મંડયો રહેવા લાગ્યો.

એમ કરતાં કરતાં, ગઈ અમાસની રાતે પૂજા કર્યા પછી જોયું તો એ કાગળ ગુમ થઈ ગયો હતો. સંન્યાસી પણ કોણ જાણે ક્યાં અલોપ થઈ ગયો હતો!

મૃત્યુંજય બોલ્યો: 'આ સંન્યાસીને જ પકડવો જોઈશે. એની પાસેથી જ પત્તો લાગવાનો સંભવ છે.'

આમ કહી એ ઘર છોડી સંન્યાસીની શોધમાં નીકળી પડયો. શોધતાં શોધતાં એક વરસ વીતી ગયું.

: ૩ :

ધારાગલ કરીને ગામ હતું. ત્યાં મૃત્યુંજય એક મોદીની દુકાને બેસીને હુક્કો પીતો હતો, અને બેધ્યાન બની કંઈકંઈ સંકલ્પ વિકલ્પો કરતો હતો. એટલામાં થોડે દૂર એક ખેતર આગળ થઈને એક સંન્યાસી ચાલ્યો જતો દેખાયો.

પહેલાં તો મૃત્યુંજયનું ધ્યાન ખેંચાયું નહિ, પણ થોડીવાર પછી એકદમ તેના મનમાં થઈ આવ્યું કે આ ગયો એ જ પેલો સંન્યાસી! એકદમ હુક્કો મૂકી દઈ, તેણે દુકાનમાંથી દોટ મૂકી. મોદી નવાઈ પામી જોઈ રહ્યો.

પરંતુ, સંન્યાસીનો કંઈ પત્તો લાગ્યો નહિ.

સાંજ પડી ગઈ હતી. અંધારું થઈ આવ્યું હતું. અજાણ્યા પ્રદેશમાં એ સંન્યાસીને ક્યાં શોધવો તેની તેને સમજ પડી નહિ.

દુકાન પર પાછા આવી તેણે મોદીને પૂછ્યું: 'સામે પેલું વન દેખાય છે, ત્યાં શું છે?'

મોદીએ કહ્યું: 'એક કાળે એ વનની જગાએ નગર હતું. પરંતુ અગત્સ્ય મુનિના શાપથી ત્યાંના રાજા ને પ્રજા બધાંયે પ્લેગમાં મરી ગયાં છે. લોકો વાતો કરે છે કે ત્યાં તપાસ કરવામાં આવે તો આજે પણ ઢગલેઢગલા ધન હાથમાં આવે, પરંતુ ધોળે દિવસે પણ એ વનમાં ઢૂકવાની કોઈની હિંમત ચાલતી નથી; અને જે ગયા છે તે પાછા આવ્યા નથી.'

મૃત્યુંજયનું મન ચંચળ બની ગયું. આખી રાત એ મોદીની દુકાનની ઓસરીમાં સાદડી પર પડી રહ્યો, અને મચ્છરના ત્રાસે આખા શરીર પર તમાચા લગાવતો લગાવતો, વનનો, સંન્યાસીનો અને પેલા ગુપ્ત લેખનો એ વિચાર કરવા લાગ્યો. અનેકવાર વાંચ વાંચ કરવાથી

એ લેખનું લખાણ મૃત્યુંજયને મોઢે થઈ ગયું હતું, તેથી આ અનિદ્રાવસ્થામાં એ ફરીફરીને એનું જ રટણ કરવા લાગ્યો—

પગે લાગે માધા,

રા ન આપે રાધા.

થાકીને દે રા

પાગલ છોડે પા.

માથું ગરમ ગરમ થઈ ગયું,—કોઈ રીતે આ લીટીઓને તે ભૂલી શકતો નહોતો. છેવટે પાછલે પહોરે જ્યારે તે તંદ્રાવશ થયો, ત્યારે તેને સ્વપ્નું આવ્યું. અને એ સ્વપ્નમાં આ ચાર લીટીઓનો અર્થ ખૂબ સહેલાઈથી તેને સમજાઈ ગયો !

'રા ન આપે રાધા' એટલે 'રાધા' નો 'રા' ન હોય તો 'ધા' બાકી રહે છે.—'થાકીને દે રા' એટલે થયું 'ધારા'—'પાગલ છોડે પા'—એટલે 'પાગલ' નો 'પા' જતાં બાકી 'ગલ'.—બસ, બધું મળી ગયું: 'ધારાગલ.'—આ જગાનું નામ 'ધારાગલ' જ છેને !

સ્વપ્નમાંથી મૃત્યુંજય એકદમ ઠેકડો મારી ઊભો થઈ ગયો.

: ૪ :

આખો દિવસ વનમાં ફર્યા પછી, સાંજરે મહામહેનતે રસ્તો શોધી, ભૂખથી અધમૂઆ જેવો થઇને મૃત્યુંજય ગામમાં પાછો આવ્યો.

બીજે દિવસ ચાદરમાં ચણા બાંધી લઇને તે ફરી વનમાં ગયો. બપોરે તે એક તળાવની પાળે આવી પહોંચ્યો. તળાવની વચમાં કાચ જેવું ચોખ્ખું પાણી હતું, અને કિનારા પર ચારે તરફ કમળ ને પોયણાંનું વન હતું. પથ્થરનો બાંધેલો ઘાટ ભાંગીને ખંડેર બની ગયો હતો. ત્યાં

પાણીમાં ચણા પલાળી ખાઈ લઈને તેણે તળાવની ચારે તરફ પ્રદક્ષિણા ફરીને જોવા માંડયું.

તળાવની પશ્ચિમ તરફની પાળ પૂરી કરતાં ઓચિંતાનો ચમકીને મૃત્યુંજય ઊભો રહી ગયો. જોયું તો એક આમલીના ઝાડને વળગીને વિશાળ વડનું ઝાડ ઊભું હતું.

તરત જ તેને યાદ આવ્યું—

આમલી વડને ભાળો,
જમણે હાથ ચાલો !

જમણે હાથ આગળ વધતાં થોડીવારમાં એક ગાઢ જંગલમાં એ આવી પડયો. વાંસની ઝાડી વટાવીને હવે આગળ વધવું બિલકુલ અશક્ય હતું. ગમે તેમ, પણ મૃત્યુંજયે નિશ્ચય કર્યો કે આ ઝાડની નિશાની ખોવાનું પાલવે તેમ નથી.

એટલે એ ઝાડ તરફ એ પાછો આવ્યો. પાછા આવતી વખતે ઝાડની પાછળ, એટલામાં જ કોઈ એક મંદિરનું શિખર એની નજરે પડયું. એ તરફ નજર ઠેરવી આગળ વધતાં મૃત્યુંજય એક ભાંગેલા મંદિરની પાસે આવી પહોંચ્યો. જોયું તો ત્યાં એક ધૂણીમાં બળેલાં લાકડાં અને રાખ પડેલી હતી. ખૂબ સાવચેતીપૂર્વક મૃત્યુંજયે એ ભગ્ન-દ્વાર મંદિરમાં ડોકિયું કર્યું. અંદર કોઈ માણસ નહોતું, મૂર્તિ નહોતી, માત્ર એક કામળો, એક કમંડલ, અને એક ભગવું વસ્ત્ર પડેલું હતું.

તે વખતે સાંજ પડવા આવી હતી. ગામ બહુ દૂર હતું. અંધારામાં પાછા ફરવાનો રસ્તો જડે કે કેમ તે વિષે શંકા હતી, તેથી આ મંદિરમાં મનુષ્યની વસતીની નિશાની જોઈ મૃત્યુંજય રાજી થયો.

મંદિરની એક મોટી શિલા ભાંગીને બારણા આગળ પડી હતી; એ શિલા પર બેસીને નીચું માથું કરી વિચાર કરતાં કરતાં મૃત્યુંજયને અચાનક

એ શિલા પર કંઇક લખેલું દેખાયું. નીચા વળીને જોતાં પથ્થરમાં એક કુંડાળું કોતરેલું માલમ પડયું. એ કુંડાળામાં નીચે પ્રમાણે સાંકેતિક અક્ષરો લખેલા હતા; કેટલાક સ્પષ્ટ હતા, ને કેટલાક ઘસાઈ ગયેલા જેવા હતા :—

| | | |
|---|---|---|
| ટંગ ક્ષય | ૦ ૦ | રૂ શ્ર |
| ત્રિ | ૨૯૩ | ૦ ૦ ૦ ૦ |
| વશ ૦ | ૦ ૦૦ | ૪૫ ચૈ |

આ ચક્રથી મૃત્યુંજય સારી પેઠે પરિચિત હતો. કેટલીયે અમાવાસ્યાની રાત્રિઓએ પૂજા–મંદિરમાં, સુગંધી ધૂપની વચ્ચે, ઘીના દીવાના અજવાળામાં, દેશી કાગળમાં ચીતરેલા આ ચક્રચિહ્નમાં માથું ઘાલી, તેનું રહસ્ય સમજવા માટે એકચિત્તે તેણે દેવીની પ્રાર્થના કરી હતી. આજે એ મનની મુરાદ પાર પડવાની ઘડી પાસે આવેલી જોઈ એના આખા શરીરે કંપારી છૂટી. વખતે કાંઠે આવેલું વહાણુ ડૂબી જાય, વખતે કોઈ નજીવી ભૂલથી એના હકનું ધન ચાલી જાય, વખતે પેલો સંન્યાસી આગળ આવીને બધું કાઢી ગયો હોય, એ શંકાથી એના હૃદયમાં ધમસાણુ મચી ગયું. હવે શું કરવું તેની તેને કંઈ સમજ પડી નહિ. તેને થયું કે કદાચ હું મારા ધનભંડારની ઉપર જ અત્યારે બેઠેલો છું, પણુ મને તેની ખબર નથી !

બેઠો બેઠો તે મા કાળકાનું નામ જપવા લાગ્યો. અંધારું વધતું જતું હતું હતું. તમરાંના અવાજથી વન ભરાઈ ગયું.

: ૫ :

એવામાં થોડેક દૂર વનની વચ્ચોવચ્ચ તેને દીવતાનું અજવાળું દેખાયું. મૃત્યુંજય પોતાના પથ્થરના આસન પરથી ઊભો થઈ ગયો, અને તેના અજવાળે આગળ વધ્યો.

મહાકષ્ટે તે થોડે દૂર ગયો. ત્યાંથી તેણે જોયું તો એક પીપળાના ઝાડના થડની પાછળ પેલો સંન્યાસી ઊભો હતો અને પેલા દેશી કાગળનો લેખ ઉઘાડી, દીવતાના અજવાળે, એક લાકડી વડે રાખમાં હિસાબ ગણી જોવામાં મશગુલ બની ગયો હતો!

મૃત્યુંજયના ઘરમાં એના બાપદાદાના વખતનો જે લેખ હતો તેજ આ! અરે લુચ્ચા, બદમાશ! આટલા વાસ્તે તેં મૃત્યુંજયને એનો શોક ન કરવાનું કહ્યું હતું, કાં?

સંન્યાસી ઘડીકમાં હિસાબ ગણી જુએ છે, ને ઘડીકમાં ગજ લઈને જમીન માપી જુએ છે,—થોડુંક માપ્યા પછી હતાશ થઈ માથું ધુણાવી તે ફરી પાછો હિસાબ ગણવા લાગી જાય છે.

આમ કરતાં કરતાં રાત પૂરી થવા આવી—પાછલી રાતના ઠંડા પવનમાં વૃક્ષોનાં પાંદડાં મર્મર અવાજ કરવા લાગ્યાં, ત્યારે સંન્યાસી એ લેખ વીંટી લઈ ચાલી ગયો.

શું કરવું તેની મૃત્યુંજયને સમજ પડી નહિ. પણ એટલી તેને ખાતરી થઈ ગઈ કે આ સંન્યાસીની મદદ વગર આ લેખનો ભેદ શોધી કાઢવાની એનામાં તાકાત નથી. અને એ લોભી સંન્યાસી મૃત્યુંજયને કંઈ મદદ કરે એવો પણ સંભવ નથી. એટલે છૂપા રહીને સંન્યાસી શું કરે છે તે ઉપર નજર રાખ્યા કરવી એ જ માત્ર એક ઉપાય રહ્યો.

પરંતુ દિવસે ગામમાં ન જાય તો એ ખાય શું? છેવટે કાલ સવારે તો ગામમાં ગયા વિના એનો છૂટકો નથી જ.

પરોઢિયે અંધારું જરા ઓછું થતાં જ તે ઝાડ ઉપરથી નીચે ઊતરી પડયો. રાતે સંન્યાસી જ્યાં રાખમાં હિસાબ ગણતો હતો ત્યાં જઈને એણે ઝીણવટથી તપાસ કરી, પણ કંઈજ માલમ પડયું નહિ. બીજી જમીનમાં ને આ જમીનમાં કંઈજ ફેર દેખાયો નહિ.

વનનું અંધારું ધીમેધીમે ઓછું થવા માંડયું ત્યારે મૃત્યુંજયે ખૂબ સાવચેતીપૂર્વક ચારે તરફ નજર રાખી ગામ તરફ જવા માંડયું. વખતે સંન્યાસી મને જોઈ જાય એ તેને બીક હતી.

જે દુકાનમાં મૃત્યુંજયે આશરો લીધો હતો, તેની નજીકમાં એક કાયસ્થનું ઘર હતું. ઘરધણિયાણીએ તે દિવસે કોઈકે વ્રત પૂરું થયાના નિમિત્તે બ્રહ્મભોજન રાખ્યું હતું. ત્યાં મૃત્યુંજયને આજે ભોજન મળી ગયું. કેટલાક દિવસ ભૂખનું કષ્ટ વેઠયા પછી આજે આ ભોજન મળતાં એણે ઠાંસીને ખાધું. તે ભારે ભોજન પછી, જરા હુક્કા પાણી કરીને, દુકાનની સાદડી પર આડા પડવાની તેને ઇચ્છા થઈ—આડો પડતાં જ આખી રાતના ઉજાગરાને લીધે મૃત્યુંજય એકદમ ઉંઘમાં પડયો.

મૃત્યુંજયે નક્કી કર્યું હતું કે આજે વહેલા વહેલા પેટ ભરીને બપોર થતાં થતાંમાં બહાર નીકળી જવું. પરંતુ થયું એનાથી ઊંધું. એ ઊંઘમાંથી ઊઠયો ત્યારે સૂરજ આથમી ગયો હતો. તોપણ મૃત્યુંજય હિંમત હાર્યો નહિ. અંધારે અંધારે તેણે વનમાં પ્રવેશ કર્યો.

જોતજોતામાં રાત ખૂબ વધી ગઈ. ઝાડીમાં કંઈ દેખાતું નહોતું, જંગલમાં રસ્તો જડતો નહોતો. મૃત્યુંજય કઈ તરફ ક્યાં જઈ રહ્યો છે તેની તેને કંઈજ ખબર નહોતી. એમ કરતાં રાત પૂરી થવા આવી ત્યારે જોયું તો આખી રાત તેણે વનની અંદર એકની એક જ જગાએ ભમ્યા કર્યું હતું.

કા કા કરતા કાગડા ગામ તરફ ઊડી ગયા. મૃત્યુંજયના કાનમાં એ અવાજ જાણે કોઈ તિરસ્કાર કરીને એને હસતું હોય એવો સંભળાયો.

: ૬ :

હિસાબમાં વારંવાર ભૂલો કર્યા પછી, અને વારંવાર તે ભૂલો સુધાર્યા પછી, છેવટે, સંન્યાસીએ સુરંગનો રસ્તો શોધી કાઢ્યો હતો. મશાલ લઈને તેણે સુરંગમાં પ્રવેશ કર્યો. બાંધેલી દિવાલોમાં જાળાં બાઝ્યાં હતાં—વચમાં વચમાં કોઈ કોઈ જગાએ પાણી ચૂતું હતું. ઘણી જગાએ દેડકાં ઢગલો ગઈને પડયાં પડયાં ઊંઘતાં હતાં.

આવી રીતે થોડે દૂર ગયા પછી સંન્યાસીને ખબર પડી કે આગળનો રસ્તો બંધ છે, આડી દિવાલ ઊભી છે. એ મુંઝાયો. દિવાલ પર ઠામ ઠામ જોસથી કોશ ઠોકીને તેણે પરીક્ષા કરી જોઈ કે ક્યાંયથી પોલો અવાજ આવે છે ખરો.—પણ ક્યાંય છિદ્ર નહોતું, રસ્તો અહીં જ પૂરો થતો હતો એ વિષે શંકા નહોતી.

વળી પેલો કાગળ ઉઘાડી માથે હાથ દઈને તે બેઠો. બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો.

તે રાત આમ જ પૂરી થઈ.

બીજે દિવસ ફરીથી હિસાબ કરી જોઈ તેણે સુરંગમાં પ્રવેશ કર્યો. તે દિવસે તેણે ગુપ્ત સંકેતને અનુસરીને એક બીજી જગાએથી પથરો ખસેડી સુરંગની અંદર બીજી સુરંગ શોધી કાઢી. એ સુરંગમાં ચાલતાં ચાલતાં વળી એક જગાએ રસ્તો બંધ થઈ ગયો.

છેવટે પાંચમી રાતે સુરંગમાં પેસતાં સંન્યાસી બોલી ઊઠયો: 'આજે મને રસ્તો જડયો છે, આજે મારી કોઈ હિસાબે ભૂલ થવાની નથી.'

રસ્તો ખૂબ ગુંચવણ ભર્યો હતો, તેની શાખા પ્રશાખાઓનો પાર નહોતો. કોઈ જગાએ તો એ એવો સાંકડો હતો કે ગોઠણભર થઈને જવું પડે. હાથમાં મશાલ રાખીને સંન્યાસી સાવચેતીથી આગળ વધતો હતો. છેવટે તે એક ગોળાકાર ઘર જેવી જગાએ આવી પહોંચ્યો. આ ઘરની વચ્ચોવચ્ચ એક મોટો કુવો હતો. મશાલના અજવાળે સંન્યાસીએ તેનું તળિયું જોવાનો પ્રયત્ન કર્યો, પણ કંઈ દેખાયું નહિ. ઉપર છાપરા-માંથી એક મોટી જાડી લોઢાની સાંકળ કુવામાં લટકતી હતી. સંન્યાસીએ મરણિયો પ્રયત્ન કરી સાંકળને જરા અમથી હલાવી કે તરત ખડિંગ કરતો અવાજ કુવાની અંદરથી ઉત્પન્ન થયો અને આખા ઘરમાં એના પડઘા પડવા લાગ્યા!

સંન્યાસી મોટેથી બોલી ઊઠ્યો: 'જડયું!'

'જડયું!' શબ્દ ઉચ્ચારાતાં જ એ ઘરની ભાંગેલી દિવાલમાંથી એક પથરો ગબડી પડયો, અને તેની સાથે સાથે શી ખબર કોઈ સચેતન પદાર્થ ધબ દઈને પડયો ને ચીસ પાડી ઊઠયો. ઓચિંતો આ અવાજ થવાથી સંન્યાસી ચમકી પડયો, ને એના હાથમાંથી મશાલ પડીને હોલવાઈ ગઈ.

: ૭ :

સંન્યાસીએ પૂછ્યું: 'તું કોણ છે?'

પણ કંઈ જવાબ મળ્યો નહિ.

અંધારામાં હાથ ફેરવી જોતાં, તેના હાથમાં એક માણસનું શરીર આવ્યું. શરીરને જોરથી હલાવી નાખી તેણે પૂછ્યું: 'કોણ છે તું?'

કંઈ જ જવાબ મળ્યો નહિ. માણુસ બેભાન બની ગયો હતો.

પછી ચકમક ઠોકી ઠોકીને સંન્યાસીએ મહા મહેનતે મશાલ સળગાવી. એટલામાં તે માણુસ પણુ ભાનમાં આવી ગયો. પણુ ઊઠવાનો પ્રયત્ન કરતાં તે વેદનાથી ચીસ પાડી ઊઠયો.

સંન્યાસીએ કહ્યું : 'ઓહ મૃત્યુંજય કે! તને આ બુદ્ધિ ક્યાંથી સૂઝી ?'

મૃત્યુંજયે કહ્યું. 'બાબા! માફ કરો. ભગવાને મને સજા કરી છે. તમને પથરો મારવા જતાં હું ધારણુ સાચવી શક્યો નહિ, અને પથરાની સાથે હું પણુ પડી ગયો. પગ નક્કી ભાગી ગયો છે.'

સંન્યાસીએ કહ્યું : 'મને મારવાથી તને શો લાભ થવાનો હતો!'

મૃત્યુંજયે કહ્યું : 'લાભનું પૂછો છો! તો તમે શાના લોભે મારા પૂજામંદિરમાંથી લેખ ચોરી જઈ આ સુરંગમાં આંટા મારો છો? તમે ચોર છો, બદમાશ છો! મારા દાદાને જે સંન્યાસીએ આ લેખ આપ્યો હતો તેણે કહ્યું હતું કે અમારા જ વંશનો માણુસ આ લેખનો સંકેત સમજી શકશે. આ ગુપ્ત ખજાના પર અમારા જ વંશનો હક છે. તેથી હું કેટલા દિવસથી ખાધા પીધા વગર, પડછાયાની પેઠે તારી પાછળ પાછળ ફરું છું. આજે જ્યારે તું બોલી ઊઠયો કે 'જડયું,' ત્યારે મારાથી રહેવાયું નહિ. હું તારી પાછળ આવીને પેલા ખાડાની અંદર છુપાઈને બેઠો હતો. ત્યાંથી એક પથરો ઉપાડી તને મારવા ગયો, પરંતુ શરીરમાં જોર નથી, અને જગા પણુ ખૂબ ચીકણી છે, તેથી પડી ગયો. હવે તારે મને મારી નાખવો હોય તો ભલે મારી નાખ—'હું યક્ષ થઈને એ ધન કબજે કરીશ, પરંતુ તને તો એ નહિ લેવા દઉં,—કોઈ હિસાબે નહિ! જો લેવાનો પ્રયત્ન કરીશ તો હું બ્રાહ્મણુ તને શાપ દઈને, આ કુવામાં કૂદી પડી આત્મહત્યા કરીશ! આ ધન તારે માટે બ્રહ્મરક્ત કે ગોરક્ત બરાબર છે—આ ધન તું કદી પણુ સુખે ભોગવી શકવાનો નથી. મારા પિતા અને દાદા આ ધનમાં જીવ રાખીને મુઆ

છે; આ ધનની ચિંતામાં ને ચિંતામાં અમે ગરીબ થઈ ગયા છીએ; આ ધનની શોધમાં હું ઘર આગળ સ્ત્રી અને છોકરાંને નિરાધાર મેલીને, ઊંઘ અને આહાર છોડીને ગાંડાની પેઠે વાટે ને ઘાટે ભમતો ફરું છું, આ ધન તું મારા દેખતાં કદી લઈ શકવાનો નથી, કદીયે નહિ!'

: ૮ :

સંન્યાસીએ કહ્યું : 'તો મૃત્યુંજય, સાંભળ! બધી વાત તને કહું! તને ખબર તો હશે કે તારા દાદાને એક નાનો ભાઈ હતો. તેનું નામ શંકર.'

મૃત્યુંજયે કહ્યું, 'હા, તેઓ નાસી ગયા પછી આવ્યા જ નથી.'

સંન્યાસીએ કહ્યું : 'હું જ એ શંકર!'

મૃત્યુંજયે હતાશ થઈને દીર્ઘનિશ્વાસ નાખ્યો. અત્યાર સુધી આ ધનની ઉપર પોતાનો એકલાનો જ હક છે એવો તેણે દાવો કર્યો હતો પણ હવે તેના જ વંશના એક સગાએ આવીને તે દાવો નષ્ટ કરી નાખ્યો.

શંકરે કહ્યું : 'દાદાને સંન્યાસીની પાસેથી આ લેખ મળ્યો ત્યારથી તેઓ મારાથી તે છુપાવવાનો જ પ્રયત્ન કરતા હતા. પરંતુ તેઓ જેમ જેમ છુપાવવા લાગ્યા તેમ તેમ મારું કુતૂહલ વધતું ગયું. તેમણે દેવીના આસનની નીચે પેટીમાં આ લેખ સંતાડી રાખ્યો હતો. મને તેની ખબર પડી, ને હું બીજી ચાવી બનાવી દરરોજ જરા જરા કરીને તેની નકલ ઉતારવા લાગ્યો. જે દિવસે નકલ પૂરી થઈ તે જ દિવસે આ ધનની શોધમાં હું ઘર છોડીને નીકળી પડ્યો. હું પણ મારી પાછળ મારી સ્ત્રીને અને એક ધાવણા છોકરાને ઘેર નિરાધાર મૂકીને નીકળ્યો હતો. આજે તેમાંનું કોઈ જીવતું નથી.

કેટલા દેશદેશાવરોમાં હું ભમ્યો છું તેનું વિસ્તારથી વર્ણન કરવાની જરૂર નથી. સંન્યાસીએ આપેલો આ લેખ, કોઈ સંન્યાસી મને જરૂર

સમજાવી શકશે એમ સમજી મેં કંઈ કેટલાયે સંન્યાસીઓની સેવા કરી છે: કેટલાયે ઢોંગી સંન્યાસીઓએ, મારા આ લેખની ખબર પડી જતાં, એ ચોરી લેવાની કોશીશ પણ કરી છે. આમ કેટલાં વરસ વીતી ગયાં, સુખ અને શાંતિ કેવાં હોય તેનો મેં એક પળ પણ કદી અનુભવ કર્યો નથી.

છેવટે પૂર્વજન્મનાં પુણ્યના બળે કુમાયુન પર્વત પર બાબા સ્વરૂપાનન્દ સ્વામીનો મેળાપ થઈ ગયો.

તેમણે મને કહ્યું: 'બેટા, તૃષ્ણાનો ત્યાગ કર તો વિશ્વવ્યાપી અખૂટ સંપત્તિ આપોઆપ તારા હાથમાં આવી પડશે!'

તેમણે મારા મનનો મોહ ઉતારી નાખ્યો. તેમના પ્રતાપે આકાશનો ઉજાસ અને પૃથ્વીની શ્યામલતા મને રાજસમૃદ્ધિ જેવાં લાગ્યાં. પર્વતના શિલાતલ પર, એક શિયાળાની સાંજે પરમહંસ બાબાની ધૂણી ધખતી હતી—તેના અગ્નિમાં મેં મારો કાગળ હોમી દીધો. પરમહંસ, તે જોઈ જરા અમથું હસ્યા. એ હસવાનો અર્થ તે વખતે તો હું બિલકુલે ન સમજ્યો પણ આજે સમજ્યો છું. તેમના કહેવાનો અર્થ એ હતો કે ભાઈ, કાગળ બાળી નાખવો બહુ સહેલો છે, પરંતુ મનની વાસના એટલી સહેલાઈથી બળીને ખાખ થતી નથી.

કાગળ બળીને ખાખ થઈ ગયો ત્યારે મારા મનને ચારે દિશાએથી બાંધી રહેલ નાગપાશ જાણે એકદમ ઉકલી ગયો હોય એવું મને લાગ્યું. મુક્તિના અપૂર્વ આનંદથી મારું ચિત્ત પરિપૂર્ણ બની ગયું. મને થયું, હવે મને કોઈનો ભય નથી,—મારે જગતમાં હવે કશું જોઈતું નથી.

આ પછી થોડા વખતમાં મને પરમહંસ મહારાજનો વિયોગ થયો. તેમની મેં બહુ બહુ તપાસ કરી, પણ ક્યાંયે મને તેમનાં દર્શન થયાં નહિ.

પછી મેં સંન્યાસી બની અનાસક્ત ચિત્તે બધે ભમવા માંડયું. આમ ઘણાં વરસ વીતી ગયાં—પેલા લેખની વાત હું લગભગ ભૂલી જ ગયો.

એવામાં એક દિવસ આ ધારાગલના વનની અંદર આવીને મેં એક ભાંગેલા મંદિરમાં મુકામ કર્યો. એક બે દિવસ રહ્યો એટલામાં મેં જોયું તો મંદિરની ભીંતો પર કેટલીયે જગાએ ચિત્રવિચિત્ર સંકેતો ચીતરેલા હતા. એ સંકેતોનો મને પહેલાં પરિચય હતો.

એક વખત દિવસોના દિવસો સુધી જેની શોધમાં પાગલ બનીને હું ભમતો હતો તેનો આજે અહીં અનાયાસે પત્તો લાગી રહ્યો છે એ વિષે મને સંદેહ રહ્યો નહિ. મેં નક્કી કર્યું કે નહિ, હું અહીંયાં નહિ રહું. મેં અહીંથી જતા રહેવાનું નક્કી કર્યું.

નક્કી કર્યું, પણ જવાયું નહિ. મનમાં થયું કે જોઉં તો ખરો, શું છે! કુતૂહલ શમાવીને જવામાં નુકસાન શું છે? એટલે હું એ સંકેતોનો અર્થ વિચારવા બેઠો. ખૂબ વિચાર કર્યો પણ કંઈ ફાવ્યો નહિ. રહી રહીને મને થવા લાગ્યું કે પેલો લેખ મેં બાળી નાખ્યો એ સારું થયું નહિ. એ રાખી મૂક્યો હોત તો ખોટુંયે શું હતું!

તેથી ફરીને હું મારી જન્મભૂમિમાં ગયો. મારા બાપદાદાના ઘરની અત્યંત દુરવસ્થા જોઈને મેં વિચાર કર્યો કે, હું સંન્યાસી છું, મારે ધનની કંઈ જરૂર નથી, પરંતુ આ બિચારાઓ તો ગૃહસ્થો છે, આમને જો પેલું ગુપ્ત ધન શોધી આપું તો એમાં કંઈ દોષ નથી.

એ લેખ ક્યાં છે તેની મને ખબર હતી. એટલે એ હાથ કરતાં મને જરાયે મુશ્કેલી પડી નહિ.

તે પછી એક વરસ લગી આ નિર્જન વનમાં હું એકલો રહ્યો છું ને રાતદિવસ એ લેખ ઉપર હિસાબ ગણગણ કર્યો છે, ને ધનની શોધ કરી છે. મનમાં બીજો કોઈ વિચાર જ હતો નહિ, ઘણીવાર એમાં મુશ્કેલીઓનો અનુભવ થતો, પણ જેમ જેમ મુશ્કેલીઓ આવતી તેમ તેમ મારો ઉત્સાહ અનેકગણો વધી જતો—ગાંડાની પેઠે રાત ને દિવસ મેં આ એક જ ઉદ્યમ કર્યા કર્યો છે.

દરમિયાન તેં ક્યારે મારો પીછો પકડ્યો એની મને ખબર પડી નહિ. મારું મગજ જો ઠેકાણે હોત તો તું કદી પણ મારી નજર આગળથી છૂપો રહી શક્યો હોત નહિ. પરંતુ હું એવો તન્મય બની ગયો હતો કે બહારની કોઈપણ બાબત પર મારું લક્ષ જતું નહિ.

તે પછી, જેની આટલી આતુરતાપૂર્વક શોધ કરતો હતો તેનો આજે પત્તો લાગ્યો. અહીં જેટલું ધન છે તેટલું આ ત્રિખંડ ધરતી પર કોઈપણ ચક્રવર્તીના ભંડારમાં પણ નથી. હવે માત્ર એક જ સંકેત ઉકેલવાનો બાકી છે. એ ઊકલે કે ધન હાથમાં છે.

પણ એ જ સંકેત સૌથી અઘરો છે. પરંતુ એ સંકેત પણ મેં મનમાં ને મનમાં ઉકેલ્યો છે. તેથી જ હું આનંદમાં આવી 'જડ્યું!' એવી ચીસ પાડી ઊઠ્યો હતો. જો ધારું તો એક પલકમાં હવે એ રત્નભંડારની વચમાં જઈને હું ઊભો રહું!'

મૃત્યુંજય શંકરના પગમાં બાઝી પડ્યો ને બોલ્યો : 'તમે સંન્યાસી છો, તમારે તો ધનનું કશું કામ નથી—મને એ ભંડાર દેખાડો! મારા હાથમાંથી એ છીનવી લેશો નહિ!'

શંકરે કહ્યું : 'આજે મારું છેલ્લું બંધન કપાઈ ગયું છે! તેં મને મારવાને પેલો પથરો ફેંક્યો, તે પથરાનો ઘા મારા શરીરને લાગ્યો નથી, પરંતુ તેણે મારા મોહના પડદાને ચીરી નાખ્યો છે. તૃષ્ણાનું વિકરાળ સ્વરૂપ હું આજે નજરોનજર જોઈ શક્યો છું. મારા ગુરુ પરમહંસદેવનું ભેદી શાંત હાસ્ય, આટલે દિવસે, મને સમજાયું છે; એ હાસ્યે મારા અંતઃકરણના કલ્યાણ દીપકને કદી ન હોલવાય એવી જ્યોતે સળગાવી દીધો છે.'

મૃત્યુંજયે શંકરના પગ પકડી ફરીથી કાતર સ્વરે કહ્યું : 'તમે મુક્ત પુરુષ છો, હું નથી; મારે મુક્તિ જોઈતી નથી; મને આ ધન મળતું ન અટકાવશો!'

સંન્યાસીએ કહ્યું : 'બેટા, તો તું આ તારો લેખ સંભાળી લે. ધન જડે તો શોધી કાઢજે !'

આમ કહી પોતાનો દંડ અને લેખ મૃત્યુંજયને આપી સંન્યાસી ચાલ્યો ગયો.

મૃત્યુંજયે કહ્યું : 'મારા પર દયા કરો, મને એકલો ન છોડો, મને બતાવીને જાઓ !'

કંઈ જવાબ મળ્યો નહિ.

પછી મૃત્યુંજયે લાકડીની મદદથી રસ્તો શોધી સુરંગમાંથી બહાર નીકળવાનાં ફાંફાં માર્યાં, પરંતુ રસ્તો એવો ગુંચવણ ભર્યો હતો કે ભૂલભુલામણીની પેઠે વારંવાર તે અટકી પડવા લાગ્યો. છેવટે ખૂબ ભમીભમીને થાકીને એક જગાએ એ સૂઈ ગયો; તરત જ એને ઊંઘ આવી ગઈ!

ઊંઘમાંથી જાગ્યો ત્યારે રાત હતી કે દિવસ, કે કેટલો પહોર ચડ્યો હતો તે જાણવાનો કોઈ ઉપાય નહોતો. ખૂબ ભૂખ લાગવાથી મૃત્યુંજયે ચાદરને છેડે બાંધેલા ચણા કાઢીને ખાધા. તે પછી વળી ફરીને તેણે સુરંગમાંથી બહાર નીકળવા અંધારામાં ફાંફાં મારવા માંડ્યાં. પણ ઘડીએ ઘડીએ ભીંત સામી આવી પડવાથી છેવટે તે થાકીને હતાશ થઈ બેસી પડ્યો.

બેસતાં બેસતાં તેણે બૂમ પાડી : 'ઓ સંન્યાસી મહારાજ ! તમે ક્યાં ગયા ?'

એની એ બૂમ સુરંગની એકેએક શાખા પ્રશાખામાંથી ફરી ફરીને પ્રતિધ્વનિત થવા લાગી. તેની પાસેથી જ જવાબ આવ્યો : 'હું તારી પાસે જ છું—બોલ, તારે શું જોઈએ છે !'

મૃત્યુંજય કાતર સ્વરે બોલ્યો : 'દયા કરીને મને ધન બતાવો.'

હવે કંઈ જ જવાબ આવ્યો નહિ.

મૃત્યુંજયે ફરી ફરીને બૂમો પાડી, પણ કશો જ જવાબ મળ્યો નહિ.

લાકડી ઠોકાઠોક કરીને પણ આ ભૂતલ-ગત મહારાત્રિને મૃત્યુંજય ભાંગી શક્યો નહિ, એ ફરી પાછો ઊંઘમાં પડ્યો. ઊંઘમાંથી ફરી જાગ્યો ત્યારેય પણ તેવું જ ગાઢ અંધારું હતું.

તે ચીસ પાડી ઊઠ્યો : 'ઓ રે ! તમે ક્યાં ગયા ?'

તેની નજદીકમાંથી જ જવાબ આવ્યો: 'અહીં જ છું. શું કામ છે ?'

મૃત્યુંજયે કહ્યું : 'મારે હવે કંઈ જ જોઈતું નથી.—મને આ સુરંગમાંથી ગમે તેમ કરી બહાર કાઢો.'

સંન્યાસીએ પૂછ્યું : 'ધન નથી જોઈતું ?'

મૃત્યુંજયે કહ્યું : 'ના, નથી જોઈતું.'

તરત જ ચકમક ઘસાવાનો અવાજ આવ્યો, અને થોડીવાર પછી મશાલ સળગી.

સંન્યાસીએ કહ્યું : 'તો ચાલ મૃત્યુંજય, આપણે સુરંગમાંથી બહાર નીકળી જઈએ.'

મૃત્યુંજયે કાતર સ્વરે કહ્યું : 'બાબા, ખરેખર શું બધું નકામું જશે ? આટલું દુઃખ વેઠ્યું તોયે શું મને ધન નહિ મળે ?'

તરત જ મશાલ હોલવાઈ ગઈ.

મૃત્યુંજયે કહ્યું : 'કેવો નિર્દય છે !'

બોલી ત્યાં જ ફસકાઈ પડી તેણે વિચાર કરવા માંડ્યો. સમયનું કોઈ માપ રહ્યું નથી, અંધકારનો કંઈ પાર નથી. આખા શરીરનું અને મનનું બળ કામે લગાડી, એ અંધકારના ભાંગીને ચૂરા કરી નાખવાનું એને મન થયું ! પ્રકાશ, આકાશ, અને સૃષ્ટિના દર્શન સારૂ એનો જીવ આકુળવ્યાકુળ બની ગયો !

તે બોલ્યો : 'ઓ સંન્યાસી ! ઓ નિર્દય સંન્યાસી ! મારે ધન નથી જોઈતું, મને અહીંથી બહાર કાઢ !'

સંન્યાસીએ કહ્યું : 'નથી જોઈતું ધન? તો મારો હાથ ઝાલી મારી સાથે ચાલ.'

આ વખતે મશાલ સળગી નહિ. એક હાથમાં લાકડી અને એક હાથમાં સંન્યાસીનો ઉપરણો પકડી મૃત્યુંજય ધીરેધીરે ચાલવા લાગ્યો. બહુવાર સુધી કંઈકંઈ વાંકાચૂકા રસ્તો વટાવી, કેટલુંયે ફરીને તેઓ એક જગાએ આવીને ઊભા.

સંન્યાસીએ કહ્યું : 'અહીં ઊભો રહે !'

મૃત્યુંજય ઊભો રહ્યો !

તે પછી એક કટાયેલા લોઢાનું બારણું ઉઘડવાનો ભારે અવાજ સંભળાયો.

સંન્યાસીએ મૃત્યુંજયનો હાથ પકડીને કહ્યું : 'ચાલ !'

મૃત્યુંજય આગળ થયો, જાણે તેણે કોઈ ઘરમાં પ્રવેશ કર્યો. આ વખતે ફરી ચકમક ઘસાવાનો અવાજ થયો. થોડીવાર પછી જ્યારે મશાલ સળગી ત્યારે અદ્દભુત દશ્ય જોઈ મૃત્યુંજય નવાઈ પામી ગયો. ચારે તરફ ભીંત સરસી જાડી જાડી સોનાની ઈંટોની એક ઉપર એક થપ્પીઓ કરેલી હતી—જાણે સૂર્યના પ્રકાશપુંજોને ભોંયમાં કેદ કર્યા હતા.'

મૃત્યુંજયની આંખો બળવા લાગી. તે પાગલની પેઠે બોલી ઊઠયો : 'આ સોનું મારું છે—હું એ છોડીને કેમે જવાનો નથી.'

સંન્યાસીએ કહ્યું : 'ઠીક, તો ન જઈશ. આ મશાલ રહી,—અને આ સૂખડી, ચણા અને આ પાણીનો ઘડો અહીં મૂકી જાઉં છું.'

જોતજોતામાં સંન્યાસી બહાર નીકળી ગયો, અને એ સુવર્ણભંડારનું લોઢાનું બારણું ભીડાઈ ગયું.

મૃત્યુંજય વારંવાર આ સોનાને હાથ લગાડી લગાડીને જોવા લાગ્યો, ને આખા ઓરડામાં ફરવા લાગ્યો. નાના નાના સોનાના ટુકડા ખેંચી

ખેંચીને જમીન ઉપર નાખવા લાગ્યો, ખોળામાં ભરવા લાગ્યો; એક ઉપર એક ઠોકીને અવાજ કરવા લાગ્યો, પોતાના આખા શરીર ઉપર ફેરવી તેનો સ્પર્શ અનુભવવા લાગ્યો. છેવટે થાકીને સોનાની ઈંટોની પથારી કરીને એની ઉપર તે સૂઈ ગયો, ને ઊંઘી ગયો.

જાગીને જોયું તો ચારે તરફ સોનું ઝગમગ થતું હતું. સોના સિવાય બીજું કંઈ જ ત્યાં નહોતું. મૃત્યુંજયે વિચાર કર્યો: પૃથ્વી પર અત્યારે સવાર થયું હશે, તમામ જીવજંતુ આનંદથી જાગી ઊઠયાં હશે. પોતાના ઘરમાં, તળાવ કિનારે આવેલા બગીચામાંથી સવારના પહોરમાં જે સ્નિગ્ધ સુગંધ આવતી તે અત્યારે જાણે તેના નાકમાં આવતી હોય એવું તેને લાગ્યું. ડોક ઝુલાવતા ઝુલાવતા ને કલરવ કરતા હંસો સવારના પહોરમાં તળાવના પાણીમાં આવીને ઊતરે છે, અને ઘરની કામવાળી કમરે સાડલો વીંટાળી, ઊંચા કરેલા જમણા હાથમાં ઢગલો તાંબાપિત્તળનાં વાસણો ઉપાડી ઘાટ પર આવી રહી છે, એવું જાણે તે નજરોનજર જોઈ રહ્યો.

મૃત્યુંજય બારણું ઠોકી બૂમો પાડવા લાગ્યો: 'ઓ સંન્યાસી મહારાજ! તમે ક્યાં ગયા?'

બારણું ઊઘડી ગયું. સંન્યાસીએ કહ્યું: 'શું કામ છે?'

મૃત્યુંજયે કહ્યું: 'મારે બહાર નીકળવું છે.—પરંતુ સાથે આ સોનાની એકાદ બે ઈંટ લઈ જાઉં તો કંઈ વાંધો છે!'

તેનો કંઈ પણ જવાબ દીધા વગર, સંન્યાસીએ નવી મશાલ સળગાવી, પાણીનું ભરેલું એક કમંડળ મૂક્યું, અને ઉપરણામાંથી થોડીક મૂઠી ચણા મૂક્યા—પછી બહાર નીકળી ગયો.

બારણું બંધ થઈ ગયું.

મૃત્યુંજયે એક પાતળું સોનાનું પતરું લઈ મચડી મચડીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. પછી એ સોનાના ટુકડા લઈને લોઢાના

નકામા ટુકડા ફેંકી દે તેમ ઓરડામાં ચારે ખૂણે ફેંકી દીધા. બચકાં ભરી ભરીને તેણે સોનાના ટુકડાઓ પર દાંત પણ દીધા, સોનાની ઈંટ નીચે મૂકીને ઉપરાઉપરી લાતો પણ મારી. તે મનમાં મનમાં બોલવા લાગ્યો : મારી પેઠે સોનાની આવી રમત કરી શકે એવા બાદશાહ દુનિયામાં કેટલા હશે ?

મૃત્યુંજયના મનમાં પ્રલયના જેવો રોષ વ્યાપી ગયો. તેને થયું કે આ ઢગલો સોનાને ખાખ કરીને ધૂળની પેઠે ઝાડુ મારી ઉડાવી દઉં —અને એ રીતે આખી દુનિયાના તમામ લોભી બાદશાહોની ઠેકડી ઉડાવું !

આવી રીતે મૃત્યુંજયે કેટલીયે વાર સુધી સોનાની ફેંકાફેંક કર્યા કરી; પછી થાકીને તે ઊંઘી ગયો. ઊંઘમાંથી ઊઠતાં ફરી તેને તેની ચારે તરફ એ સોનાનો ઢગલો નજરે પડ્યો. બારણાંને લાત મારી તે ચીસ પાડી ઊઠ્યો : 'ઓ સંન્યાસી મહારાજ ! મારે આ સોનું નથી જોઈતું,—સોનું નથી જોઈતું !'

પરંતુ બારણું ઊઘડ્યું નહિ. મૃત્યુંજયનું ગળું ભાંગી ગયું, પણ બારણું ઊઘડ્યું નહિ.—ખીજાઈને તેણે સોનાની એક એક ઈંટ ઉપાડી બારણાં પર છૂટી મારવા માંડી, પણ નિષ્ફળ ! મૃત્યુંજયની છાતી બેસી ગઈ,—તો શું હવે સંન્યાસી નહિ આવે ? આ સુવર્ણના કેદખાનામાં ટીપેટીપે સુકાઈ સુકાઈને શું મારે મરી જવું પડશે ?

હવે સોનું જોઈને તેને બીક લાગવા માંડી. મૃત્યુના નિઃશબ્દ કઠોર હાસ્યની પેઠે આ સોનાનો ઢગલો ચારે તરફ સ્થિર થઈને બેઠો છે,—નથી એમાં હલનચલન કે નથી એમાં કંઈ ફેરફાર ! મૃત્યુંજયને થયું કે મારું હૃદય અત્યારે કંપે છે, વ્યાકુળ બની રહે છે, પણ આ સોનાને મારા હૃદયની સાથે કશો સંબંધ જ નથી, મારા દુઃખની એને જરીક પડી નથી. આ સોનાની ઈંટોને અજવાળું જોઈતું નથી, પવન જોઈતો નથી, સ્વતંત્રતા જોઈતી નથી. આ ગાઢ અંધકારની અંદર તે હમેશાં ખુશખુશાલ, જડકઠોર બનીને પડી રહે છે.

પૃથ્વી પર અત્યારે સાંજ પડી હશે? ઓહો! એ સાંજની શોભા કેવી સુંદર છે! જાણે સુવર્ણ! એ સુવર્ણ માત્ર થોડી પળને માટે આંખો ઉઘાડી અંધારાને સિમાડે રડીને વિદાય થઈ જાય છે. પછી સંધ્યાના તારા ઘરના આંગણામાં તાકી તાકીને જોયા કરે છે. તુલસી-ક્યારામાં દીવો કરીને, ઘરની વહુવારુ ઘરમાં દીવો સળગાવે છે. મંદિરમાં આરતીની ઝાલર વાગવા માંડે છે.

ગામની ને ઘરની, નાનામાં નાની, તુચ્છમાં તુચ્છ બાબત આજે મૃત્યુંજયની કલ્પનાદૃષ્ટિ આગળ તેજસ્વી બની ગઈ હતી. પેલો મોતિયો કૂતરો પૂંછડી ને માથું એક કરી આંગણાના ખૂણામાં, સાંજરે સૂઈ જતો તેની કલ્પના કરતાં પણ અત્યારે મૃત્યુંજયને દુઃખ થવા લાગ્યું. ધારાગલ ગામમાં આ કેટલાક દિવસથી જેની દુકાનમાં તેણે આશરો લીધો હતો તે મોદી પણ અત્યારે તો દીવો હોલવીને, દુકાનનો ઝાંપો બંધ કરી, વાળુ કરવા ઘેર જવા નીકળી ગયો હશે. આ યાદ આવતાં તેને થયું કે મોદી કેવો સુખી છે! આજે કયો વાર હશે તે કોણ જાણે! રવિવાર હશે તો પણ અત્યારે તો ગૂજરીના દુકાનદારો પોતપોતાના ઘર તરફ પાછા ફરતા હશે, છૂટા પડી ગયેલા દોસ્તદારને બૂમ પાડીને બોલાવતા હશે, અને સૌ સાથે નદી પાર કરતા હશે.

માટીના સેંકડો થરોને ભેદીને સંસારનું નિમંત્રણ તેને કાને સંભળાવા માંડ્યું: પૃથ્વી પર ચાલી રહેલી આ જીવનલીલા કેવી વિચિત્ર છે, અનંત છે, અને ચંચળ છે! ક્ષુદ્રમાં ક્ષુદ્ર અને દીનમાં દીન બનીને તેમાં તું તારું જીવન ભેળવી દે. એ જીવન, એ આકાશ, અને એ પ્રકાશ સંસારનાં તમામ હીરામોતીના કરતાં મોંઘાં છે એવું હવે તેને લાગવા માંડ્યું. તેને થયું કે કેવળ પળ વાર પણ જો મારી એ શ્યામલ ધરતીમાતાના ધૂળભર્યા ખોળામાં એ ખુલ્લા ઝગમગતા નીલાકાશના છત્ર હેઠળ સૂવાનું મળે, અને એ વનસ્પતિની સુગંધથી ભરેલો પવન છેલ્લીવારને માટે શ્વાસમાં લઈને મરવાનું મળે, તો પણ મારું જીવન સાર્થક છે.

બરાબર આ વખતે બારણું ઊઘડી ગયું !

સંન્યાસીએ ઓરડામાં આવીને કહ્યું : 'મૃત્યુંજય, માગ! માગ! તારે શું જોઈએ છે?'

મૃત્યુંજય બોલી ઊઠયો : 'મારે હવે કશુંયે જોઈતું નથી—મારે તો માત્ર આ સુરંગમાંથી, અંધારામાંથી, ભૂલભુલામણીમાંથી, આ સોનાના કેદખાનામાંથી બહાર નીકળવું છે! મારે પ્રકાશ જોઈએ છે! આકાશ જોઈએ છે, સ્વતંત્રતા જોઈએ છે!'

સંન્યાસીએ કહ્યું : 'આ સોનાના ભંડાર કરતાં પણ કીમતી રત્નભંડાર અહીં છે. ત્યાં નથી જવું?'

મૃત્યુંજયે કહ્યું : 'ના, નથી જવું.'

સંન્યાસીએ કહ્યું : 'જરા અમથું જોઈઆવવાનું પણ મન નથી?'

મૃત્યુંજયે કહ્યું : 'ના, જોવાનુંયે મને હવે મન નથી. બહાર નીકળીને કદાચ મારે કૌપીન પહેરી, ઘેરઘેર ભિક્ષા માગતા ફરવાનું હશે તો પણ મને એ ગમશે; અહીં એક પળ પણ રહેવાનું મને મન નથી.'

સંન્યાસીએ કહ્યું : 'ઠીક, તો ચાલ.'

મૃત્યુંજયનો હાથ પકડી સંન્યાસી એને પેલા કુવા આગળ લેઈ ગયો. પછી એના હાથમાં પેલો લેખ આપીને કહ્યું : 'લે, હવે આનું તું શું કરીશ?'

મૃત્યુંજયે તે કાગળના ટુકડા ટુકડા કરી નાખી કુવામાં ફેંકી દીધા.

❦

# દિદિ

: ૧ :

ગામડા ગામના અભાગિયા અને દુઃખ દેનારા પતિઓનાં દુષ્કર્મોનો સંપૂર્ણ હેવાલ સાંભળ્યા પછી પડોશણ તારા અતિ સંક્ષેપમાં પોતાનો અભિપ્રાય પ્રગટ કરતી બોલી :

'આવા પતિના મુખમાં આગ!'

આ સાંભળી જયગોપાલબાબુની સ્ત્રી શશી ખુબ દુઃખી થઈ. શશીને લાગ્યું, કે પતિનો એવો કોઈ અપરાધ મારી તો કલ્પનામાં જ આવતો નથી, જેને લીધે એમની ઉપર મનની લાગણી આવી કઠોર બની શકે.

આ વાતનો મનમાં વિચાર કરતાં કરતાં તેના કોમળ હૃદયનો તમામ પ્રીતિરસ તેના પ્રવાસી પતિ પ્રત્યે ઉભરાઈ આવ્યો.

ઘણા દિવસ સુધી શશિકલા પોતાનાં માબાપની એકની એક લાડીલી દીકરી હતી. તેથી, જયગોપાલ જો કે સાધારણ નોકરી કરતો હતો, તો પણ તેને ભવિષ્યની કંઈ ચિંતા નહોતી. ગામડા ગામમાં અમનચમનથી રહેવા પૂરતી તેના સસરાની પાસે મિલકત હતી.

એવામાં, ઘરડેઘડપણ શશિકલાના પિતા કાલિપ્રસન્નને એક પુત્ર-રત્નની પ્રાપ્તિ થઈ.

પાકી ઉંમરે થએલા સંતાન પ્રત્યે માતાપિતાનો પ્રેમ ખુબ રેલાઈ જવા લાગ્યો. આ નવો જન્મેલો, ક્ષીણ શરીરનો, ધાવણ માટે રડતો, ને ઊંઘ માટે તલપતો સાળો અજાણે પોતાના દુબળા હાથની અતિ ક્ષુદ્ર બાંધી-મુઠીમાં જયગોપાલની તમામ આશાઓ ને અભિલાષાઓનું જ્યારે હરણ કરીને બેઠો, ત્યારે જયગોપાલે આસામના એક ચાના બગીચામાં નોકરી લીધી.

નજીકમાં જ કોઈ નોકરી ખોળી કાઢવા સૌએ જ એને ખુબ જ આગ્રહ કર્યો હતો,—પરંતુ સૌની ઉપર ગુસ્સે થવાથી હો, કે પછી ચાના બગીચામાં જલ્દીથી સારી પાયરીએ ચડી જવાનો કોઈ રસ્તો જડી ગયો હોય તેથી હો, પણ જયગોપાલે કોઈનીયે વાત સાંભળી નહિ.

શશીને પુત્ર સમેત એના બાપને ઘેર મુકીને જયગોપાલ આસામ જતો રહ્યો. લગ્ન થયા પછી પતિપત્નીનો આ પ્રથમ જ વિયોગ હતો.

આ બનાવ બન્યાથી નાનાભાઈ તરફ શશિકલાને ખૂબ ક્રોધ ચડ્યો. મનનો જે રોષ મોં ખોલીને કહી શકાતો નથી, તેનો જ આક્રોશ સૌથી વધારે હોય છે. નાનકડો છોકરો આરામથી સ્તન્ય પાન કરવા લાગ્યો, આંખો મીંચી ઊંઘવા લાગ્યો, અને તેની મોટી બહેન દૂધ ગરમ કરવાનું છે, ભાત ટાઢો થઈ ગયો છે, છોકરાને નિશાળે જવાનું મોડું થાય છે એવી એવી અનેક બાબતોમાં રાત દિવસ રીસ ચડાવતી, અભિમાનથી બાહવરી બનવા લાગી, ને બીજાને બહાવરાં બનાવવા લાગી.

થોડા જ દિવસમાં છોકરાની મા મરી ગઈ. મરતાં પહેલાં મા પોતાની પુત્રીના હાથમાં બાળક પુત્રને સોંપતી ગઈ.

પછી જોતજોતામાં જ એ માતૃહિન બાળકે અનાયાસે પોતાની બહેનના હૃદયનો કબજો લઈ લીધો. હુહુ હુહુ કરતો જ્યારે એ એના

ઉપર કૂદી પડી, ખૂબ ઉત્સાહપૂર્વક, પોતાના નાનકડા બોખા મોંમાં બહેનનાં મોં આંખ ને નાક સુદ્ધાંને ગળી જવાનો પ્રયત્ન કરતો, નાનકડી મૂઠીમાં બહેનનો ચોટલો પકડી કેમે તે છોડવાની ના પાડતો, સૂર્ય ઊગતાં પહેલાં જ જાગી ઊઠી ગબડતો ગબડતો બહેનની સોડમાં આવી પોતાના કોમળ સ્પર્શથી તેને પુલકિત કરી મહા કલરવ શરૂ કરી દેતો; અને જ્યારે તેણે ધીમે ધીમે બહેનને છછ્છ અને છછ્છમા કહીને બોલાવવા માંડી, અને કામકાજ અને આરામના વખતે ન કરવાનું કામ કરી, ન ખાવાની ચીજ ખાઈ, ન જવાની જગાએ જઈ, બહેન ઉપર જાણે રીતસરનો જુલમ કરવાનું શરૂ કરી દીધું, ત્યારે શશીથી રહેવાયું નહિ. તે આ સ્વેચ્છાચારી ક્ષુદ્ર અત્યાચારીની આગળ સંપૂર્ણપણે આત્મસમર્પણ કરી બેઠી.

છોકરાને મા નહોતી એટલે એની તરફ બહેનનો ખુબ જ અધિકાર સ્થપાયો.

: ૨ :

છોકરાનું નામ નીલમણિ પાડવામાં આવ્યું. તે બે વરસનો હતો ત્યારે તેના પિતા ખૂબ માંદા પડ્યા. તેમણે એકદમ આવવાને માટે જયગોપાલને કાગળ લખ્યો. જયગોપાલ જ્યારે ખૂબ કોશીશ કરી, જેમ તેમ કરી રજા લઈ આવી પહોંચ્યો ત્યારે કાલીપ્રસન્નનો મરણકાળ આવી પહોંચ્યો હતો.

મરતાં પહેલાં કાલીપ્રસન્ને સગીર છોકરાની સંભાળનો ભાર જયગોપાલની ઉપર મુકી, પોતાની મિલકતનો ચોથો ભાગ પુત્રીના નામ પર લખી આપ્યો.

એટલે મિલકતની દેખરેખ રાખવા માટે જયગોપાલને નોકરી છોડી આવતા રહેવું પડયું.

જયગોપાલ બે વરસ પછી આવ્યો, પણ તેને તેની સ્ત્રી બદલાઈ ગયેલી લાગી. તેની સ્ત્રીના જીવનમાં એક બાળક છોકરાએ નવું સ્થાન જમાવ્યું હતું. આ સ્થાન એને બિલકુલ અપરિચિત હતું.—આ સ્થાનમાં સ્ત્રીની સાથે તેને બિલકુલ યોગ થયો નહોતો. સ્ત્રી તેને પોતાના આ બાળસ્નેહનો ભાગ આપવાને ઘણો પ્રયત્ન કરતી,—પરંતુ પૂરી સફળ થતી નહિ.

શશી નીલમણિને ખોળામાં લઈ આવી હસતે મોઢે પોતાના પતિની સામે ધરતી—નીલમણિ જોરપૂર્વક શશીની ડોક વળગી રહી એના ખભામાં મોં છુપાવતો, ગમે તેટલાં લાડને પણ તે વશ થતો નહિ. શશીની ઇચ્છા, ખુશ કરવાની જેટલી વિદ્યાઓ પોતાના આ નાનાભાઇને આવડે છે તેટલી બધીયે જયગોપાલને બતાવી દેવાની હતી, પરંતુ જયગોપાલ એ માટે ખાસ કંઈ ઉત્સાહ દેખાડતો નહિ અને બાળક પણ ખાસ ઉત્સાહ દેખાડતો નહિ. જયગોપાલ કેમે સમજી શકતો નહોતો કે આ કાળિયા, ગાગરિયા માથાવાળા, ગંભીર મોંના છોકરામાં એવું તે શું છે જેથી એના ઉપર આટલો પ્રેમનો દુરૂપયોગ થઈ રહ્યો છે.

પ્રેમના રંગઢંગ સ્ત્રીઓ બહુ ઝડપથી સમજી જાય છે. શશી તરત સમજી ગઈ કે જયગોપાલનો પ્રેમ નીલમણિ તરફ બહુ ઢોળાઈ જતો નથી.

હવે તે ભાઈને ખાસ કાળજીપુર્વક સાચવવા લાગી. પતિની સ્નેહહીન અણગમાની નજરમાંથી તેને દુર રાખવા તે પ્રયત્ન કરતી. આ રીતે એ છોકરો તેનું સાચવી રાખવાનું ગુપ્ત ધન, તેના એકલાની જ સ્નેહસામગ્રીરૂપ બની ગયો. અને એ તો સૌ જાણે છે કે સ્નેહ જેટલો ગુપ્ત, જેટલો એકાંતિક, તેટલો તે વધારે પ્રબળ બની જાય છે.

નીલમણિ રડે તો જયગોપાલ ખૂબ ચીડાઈ જતો.—એટલા માટે શશી ભાઈને એકદમ છાતી સરસો ખેંચી લઈ, ખૂબ લાડ કરી, ખરા મનથી, ને હૃદયથી તેને રડતો અટકાવવા પ્રયત્ન કરતી,—ખાસ કરીને નીલમણિના રડવાથી રાત્રે જ્યારે તેના પતિની ઊંઘમાં વિક્ષેપ પડતો, અને પતિ આ રડવામાં મશગુલ છોકરા ઉપર ખૂબ ગુસ્સાથી તિરસ્કાર પ્રગટ કરી જર્જર ચિત્તે ગર્જના કરવા લાગતા, ત્યારે શશી જાણે અપરાધિનીની પેઠે શરમથી સંકુચિત અને બહાવરી બની જતી, અને તરત જ એને ખોળામાં ઘાલી દૂર લઈ જઈ ખૂબ લાડ અને સ્નેહની વાણીથી મારી લક્ષ્મી ! મારૂં ધન, મારો હીરો, મારો ભાઈલો ! કહી ઉંઘાડવા મથતી.

છોકરા છોકરાઓને અનેક બાબતોમાં ઝગડો ટંટો થાય જ છે. પહેલાં આવું બનતું તો શશી પોતાના છોકરાઓને સજા કરી ભાઈનો પક્ષ લેતી, કારણ કે એ મા વગરનો હતો. હવે ન્યાયાધીશ બદલાયો, એટલે સાથે સાથે દંડની વિધિ પણ બદલાઈ. હવે હમેશાં વગર ન્યાયે અને વગર અપરાધે નીલમણિને દંડ ભોગવવો પડતો. આ અન્યાય શશીના હૃદયમાં શૂળની પેઠે ભોંકાતો. તેથી તે દંડિત ભાઈને ઘરમાં લઈ જઈ એને મીઠાઈ આપી, રમકડાં આપી, લાડ કરી, ચૂમીઓ ભરી, ઘવાયેલા બાળહૃદયને બને તેટલું શાંત કરવાની કોશીશ કરતી.

પરિણામે એવું બન્યું કે શશી નીલમણિ પર જેટલો પ્રેમ રાખતી, તેટલો જયગોપાલ નીલમણિની ઉપર ગુસ્સો કરતો, અને જયગોપાલ નીલમણિની ઉપર જેટલો અણગમો દેખાડતો, તેટલી શશી એને સ્નેહ-સુધાથી નવરાવી નાખતી.

જયગોપાલ એવો માણસ હતો કે એણે પોતાની સ્ત્રી તરફ કદી પણ કઠોર વર્તાવ દેખાડ્યો નહોતો અને શશી મુંગી મુંગી નમ્રતાપૂર્વક પોતાના પતિની સેવા કર્યા કરતી, માત્ર આ નીલમણિ સંબંધમાં બંને એકબીજાના દિલને રાત દિવસ આઘાત કરવા લાગ્યાં.

આવી જાતના નીરવ દ્વંદ્વનો છૂપો આઘાત પ્રત્યાઘાત પ્રકટ વિરોધ કરતાં ઘણો જ વધારે અસહ્ય હોય છે.

: ૩ :

નીલમણિના આખા શરીરમાં માથું ખૂબ મોટું હતું. એ જોઈને, જાણે વિધાતાએ એક સીધી લાકડીમાં ફૂંક મારી તેના છેડે એક મોટો પરપોટો ઉત્પન્ન કર્યો હોય એવું લાગે. દાક્તરો પણ કોઈ કોઈ વાર એવો ભય દેખાડતા કે છોકરો આવા પરપોટાની પેઠે જ ક્ષણભંગુર અને ક્ષણજીવી જ થશે. ઘણા વખત સુધી તે બોલતાં કે ચાલતાં શીખ્યો નહિ. એનું ખેદયુક્ત ગંભીર મોં જોઈ, જાણે તેનાં માબાપ પોતાની ઘડપણની તમામ ચિંતાઓનો ભાર આ નાનકડા છોકરાના માથા ઉપર ચડાવી દઈ જતાં રહ્યાં હોય એવું લાગતું.

દિદિ [બહેન] નાં લાડ અને પ્રેમમાં ઉછરીને, નીલમણિએ પોતાનો વિપત્તિઓનો સમય પસાર કરી છઠ્ઠા વરસમાં પગ મૂક્યો.

કારતક મહિનામાં ભાઈબીજને દિવસે નવો જામો, ચાદર અને એક લાલ કિનારની ધોતલી પહેરાવી બાબુ જેવો બનાવી, શશી નીલમણિના કપાળમાં ચાંદલો કરતી હતી એવામાં ઉપર કહેલી બટકબોલી પડોશણ તારા આવીને વાતવાતમાં શશીની સાથે બાઝી પડી.

તે બોલી : ' અંદરખાનેથી ભાઈનું સત્યાનાશ વાળી, બહારથી ટાપટીપ કરી ભાઈના કપાળમાં ચાંદલો કરવાથી શું વળવાનું છે ? '

આ સાંભળી શશીને વિસ્મય, ક્રોધ અને વેદનાથી સખત આઘાત લાગ્યો. છેવટે તેણે ઊડતી વાત સાંભળી કે સગીર નીલમણિની મિલકતનું વિઘોટી ભરવાને નામે લિલામ કરી જયગોપાલની ફોઈના છોકરાના નામે

તે મિલકત વેચાતી લેવાનો શશી અને જયગોપાલ બંનેએ ઘાટ ઘડયો હતો.

આ સાંભળી શશીએ શાપ દીધો કે જે લોકો આવું ભયંકર જુઠાણું ફેલાવે છે એમના મોંમાં કીડા પડો !

આમ કહી રડતી રડતી પતિની પાસે જઈ તેણે સાંભળેલી વાત તેને કહી સંભળાવી.

જયગોપાલ બોલ્યો : 'આજકાલ કોઈનોયે વિશ્વાસ રાખવાનો વખત નથી. ઉપેન મારી સગી ફોઈનો દીકરો છે. તેના ઉપર મિલકતનો ભાર મુકી હું પૂરેપૂરો નિશ્ચિત બની બેઠો હતો;—તેણે ક્યારે ચોરી છૂપીથી સરકારી વિઘોટી બાકી રાખીને હાસિલપુર જાતે ખરીદ કરી લીધું તેની મને ખબર પણ પડી નથી.'

શશીએ નવાઈ પામી પૂછ્યું : 'તો ફરિયાદ કેમ નથી કરતા ?'

જયગોપાલ બોલ્યો : 'ભાઈના નામે ફરિયાદ પણ શી રીતે કરૂં ? અને ફરિયાદ કરવાથી પણ કંઈ ફાયદો નથી, નકામા રૂપિયા બગાડવાના છે.'

પતિની વાત માનવી એ શશીનું કર્તવ્ય હતું, પરંતુ તેને કેમે વિશ્વાસ આવ્યો નહિ. તે વખતે આ સુખનો સંસાર, આ પ્રેમભરપુર ગૃહસ્થજીવન એકદમ જ એને અતિશય બિભત્સ રૂપમાં દેખાવા લાગ્યું. જે સંસાર તેને પોતાનો પરમ આશ્રય લાગતો, તે એકાએક તેને નિષ્ઠુર સ્વાર્થની જાળ જેવો દેખાવા લાગ્યો—બંને ભાઈ-બહેન ચારે કોરથી એ જાળમાં સપડાયાં હતાં.

પોતે એકલી બાઈ માણસ, નિરાધાર નીલમણિને કેવી રીતે બચાવવો તેની એને કંઈજ સમજ પડી નહિ. જેમ જેમ તે વિચાર કરવા લાગી, તેમ તેમ ભયથી, ને તિરસ્કારથી દુઃખમાં આવી પડેલા ભાઈ તરફ અસીમ સ્નેહથી તેનું હૃદય ભરાઈ આવવા લાગ્યું.

તેને થવા લાગ્યું કે મને જો રસ્તો ખબર હોત તો જાતે લાટ-સાહેબની પાસે જઈ હકીકત જાહેર કરી, અરે, મહારાણીને એક કાગળ લખી પોતાના ભાઈની મિલકત બચાવી લેત. મહારાણી કદી પણ નીલમણિની વાર્ષિક સાતસો એંસી રૂપિયાની ઉપજનું હાસિલપુર વેચાવા દેત નહિ.

આવી રીતે જ્યારે શશી એકદમ મહારાણીની પાસે પહોંચી જઈ પોતાના ફોઇઆઈ દિયરને પૂરેપૂરા સપડાવી દેવાનો રસ્તો વિચારી રહી છે, ત્યારે ઓચિંતાનો નીલમણિને તાવ આવ્યો છે એમ સાંભળી તે મૂર્છિત જેવી બની ગઈ.

જયગોપાલે એક દેશી વૈદ્યને બોલાવ્યો. શશીએ સારો દાક્તર બોલાવવાનો આગ્રહ કર્યો ત્યારે જયગોપાલ બોલ્યો : 'કેમ, મણિલાલ શું ખરાબ દાક્તર છે?'

શશીએ તે વખતે તેના પગમાં પડી, તેને માથાના સોગન દીધા. જયગોપાલ બોલ્યો : 'ઠીક, તો શહેરમાંથી દાક્તરને બોલાવવા મોકલું છું.'

શશી નીલમણિને ખોળામાં ઘાલી છાતીએ દાબી પડી રહી. નીલમણિ પણ એને એક પળ પણ આંખથી અળગી થવા દેતો નહિ. વખતે એને છેતરીને એ જતી રહે એ બીકે એ તેને બાઝી રહેતો, એટલે સુધી કે ઊંઘમાં પણ એનો પાલવ છોડતો નહિ.

આખો દિવસ આમ વીતી ગયા પછી સાંજ પછી જયગોપાલે આવીને કહ્યું : 'શહેરમાં દાક્તર મળ્યા નહિ, તેઓ દૂર ક્યાંક કોઈ રોગીને જોવા ગયા છે.'

એણે એમ પણ જણાવ્યું કે કોર્ટના કામે મારે આજે જ બહાર-ગામ જવાનું છે. મેં મણિલાલને વાત કરી છે, તે નિયમિત આવીને છોકરાને જોઈ જશે.'

રાત્રે નીલમણિ ઊંઘના ઘેનમાં બકવા લાગ્યો. સવાર થતાં શશી કંઈ પણ વિચાર કર્યા વગર માંદા ભાઈને લઈ નૌકામાં બેસી સીધી શહેરમાં ગઈ, ને દાક્તરને ઘેર જઈ ઊભી. દાક્તર ઘેર જ હતા—શહેર છોડી ક્યાં યે ગયા નહોતા. ગૃહસ્થ ઘરની સ્ત્રીને જોઈ તેમણે ઝટપટ તેની રહેવાની ગોઠવણ કરી એક વૃદ્ધ વિધવાની સંભાળમાં તેને મૂકી દીધી, અને છોકરાની ચિકિત્સા શરૂ કરી.

બીજે જ દિવસે જયગોપાલ આવી પહોંચ્યો. ક્રોધથી લાલચોળ બની તેણે સ્ત્રીને તરત જ પોતાની સાથે ઘેર પાછી આવવા હુકમ કર્યો.

સ્ત્રી બોલી: 'મારા કકડા કરશો, તોયે હવે હું પાછી આવવાની નથી; તમે બધા મારા નીલમણિને મારી નાખવા ઇચ્છો છો. એને મા નથી, બાપ નથી, મારા સિવાય એનું બીજું કોઈ નથી—હું એને નહિ મરવા દઉં.'

જયગોપાલ ગુસ્સે થઈને બોલ્યો: 'તો અહીં જ રહે, તું હવે મારે ઘેર પાછી આવતી નહિ.'

શશી તે વખતે ઝળાં ઝળાં થઈ બોલી: 'ઘર તમારું છે? ઘર તો મારા ભાઈનું છે!'

જયગોપાલ બોલ્યો: 'ઠીક, એ જોયું જશે.' સાથે જેટલા રૂપિયા હતા તે બધા વાપરી નાખી, ઘરેણાં ગાંઠાં વેચી શશીએ ભાઈને મૃત્યુના મોંથી બચાવી લીધો. પછી તેને ખબર મળ્યા કે દ્વારિગ્રામમાં તેમનો જે મોટો 'કંપો' હતો, જે કંપામાં તેમનું ઘર હતું, અને જેની આવક બધી મળીને વર્ષે દહાડે લગભગ દોઢેક હજાર રૂપિયા આવતી હતી, એ કંપો જમીનદારની સાથે મળીને જયગોપાલ પોતાના નામે ચડાવી લીધો હતો. હવે બધી જ મિલકત જયગોપાલની હતી, શશીના ભાઈની નહોતી.

માંદગીમાંથી સાજો થઈને ઊઠ્યા પછી નીલમણિ કરુણ સ્વરે કહેવા લાગ્યો: 'દિદિ, ઘેર ચાલને.'

ઘર આગળના તેના સોબતી દોસ્તદારો માટે તેનું મન તલપાપડ થઈ રહ્યું હતું. તેથી તે વારંવાર કહેતો હતો : 'દિદિ, આપણા પેલા ઘેર ચાલને !'

આ સાંભળી દિદિ રડવા લાગી.

'આપણું ઘર ક્યાં છે તે !'

પરંતુ માત્ર રડવાથી કંઈ વળતું નથી; તે વખતે ધરતી પર દિદિ સિવાય તેના ભાઈનું બીજું કોઈ નહોતું. એમ વિચારી આંખનાં આંસુ લૂછી નાંખી શશી ડેપ્યુટી મેજીસ્ટ્રેટ તારિણી બાબુના અંતઃપુરમાં જઈ એમની સ્ત્રીને વળગી.

ડેપ્યુટિ સાહેબ જયગોપાલને ઓળખતા હતા. ગૃહસ્થ ઘરની સ્ત્રીને ઘરમાંથી નીકળી જઈ, માલમિલકત સંબંધમાં પતિની સાથે ઝઘડો કરવા તૈયાર થયેલી જોઈ શશીના ઉપર તેઓ ખૂબ ગુસ્સે થયા. તેને ભોળવી પટાવી તેમણે તરત જ જયગોપાલને કાગળ લખી નાંખ્યો. જયગોપાલ સાળાની સાથે પોતાની સ્ત્રીને બળપૂર્વક હોડીમાં બેસાડી ઘેર લઈ ગયો.

ઘણા દિવસ પછી ઘેર પાછા આવી જૂના દોસ્તદારોને મળવાનું થતાં નીલમણિ ખૂબ આનંદથી ખેલવા કૂદવા લાગ્યો. એનો એ નિશ્ચિંત આનંદ જોઈ શશીનું હૃદય અંદરથી છેદાઈ ગયું.

: ૪ :

શિયાળામાં મેજીસ્ટ્રેટ સાહેબ ગામડાંમાં ફરવા નીકળ્યા હતા. શિકાર નિમિત્તે તેમણે ગામમાં તંબુ નાખ્યો હતો. ગામડાના રસ્તા પર

સાહેબની સાથે નીલમણિનો ભેટો થઈ ગયો. બીજા છોકરાઓ સાહેબને જોઈ, ચાણક્ય શ્લોકમાં સહેજ ફેરફાર કરીને કહીએ તો, નખી, દંતી શૃંગી વગેરેના ભેગા સાહેબને ગણી લઈ ખૂબ દૂર ખસી ગયા. પરંતુ અતિ ગંભીર પ્રકૃતિનો નીલમણિ અટલ કુતૂહલપુર્વક શાંતભાવે સાહેબને ધારીધારીને જોઈ રહ્યો.

સાહેબે કુતૂહલપુર્વક તેની પાસે આવી પૂછ્યું : 'તું નિશાળમાં ભણે છે ?'

બાળક મૂંગા મૂંગા માથું ધુણાવી જણાવ્યું, 'હા !'

સાહેબે પૂછ્યું, 'તું કયું પુસ્તક વાંચે છે ?'

નીલમણિ 'પુસ્તક' શબ્દનો અર્થ ન સમજવાથી સ્તબ્ધ બની મેજીસ્ટ્રેટનાં મોં સામે જોઈ રહ્યો.

મેજીસ્ટ્રેટ સાહેબની સાથેના આ પરિચયની વાત નીલમણિએ ખૂબ ઉત્સાહપૂર્વક પોતાની દિદિને કહી સંભળાવી.

બપોરે કોટ પાટલૂનમાં સજ્જ થઈ જયગોપાલ મેજીસ્ટ્રેટને સલામ ભરવા ગયો હતો. ગરજુઓ, આશાન્વિતો, ચપરાશીઓ વગેરેનું ટોળું જામ્યું હતું. સાહેબ ગરમીની બીકે તંબુની બહાર ખુલ્લી છાયામાં કેમ્પ-ટેબલ ઢાળીને બેઠા હતા અને જયગોપાલને ખુરશીમાં બેસાડી એને સ્થાનિક પરિસ્થિતિ વિષે પ્રશ્નો પૂછી રહ્યા હતા. જયગોપાલ પોતાના ગામના આટઆટલા માણસોના દેખતાં પોતાને આ ગૌરવભર્યું આસન મળવાથી મનમાં ફુલાતો હતો અને વિચાર કરતો હતો કે અત્યારે પેલા ચક્રવર્તી અને નંદીના ઘરના કોઈ આવીને જોઈ જાય તો કેટલું સરસ !

એવામાં નીલમણિને સાથે લઈ લાજથી મોં ઢાંકીને એક સ્ત્રી સીધી મેજીસ્ટ્રેટની સામે આવીને ઊભી રહી ને બોલી; 'સાહેબ' આપના હાથમાં મારા આ અનાથ ભાઈને સોંપું છું, તમે એને બચાવો !'

સાહેબ પોતાના એ પૂર્વપરિચિત મોટા માથાવાળા ને ગંભીર પ્રકૃતિના છોકરાને જોઈ અને સાથે આવેલી બાઈ ગૃહસ્થ ઘરનું માણસ હોવાનું અનુમાન કરી તરત જ ઊઠીને ઊભા થયા ને બોલ્યા : 'તમે તંબુમાં બેસો.'

બાઈએ કહ્યું : 'મારે જે કહેવાનું છે તે હું અહીં જ કહીશ.'

જયગોપાલનું મોં ફિક્કું પડી ગયું. તે ગભરાવા લાગ્યો. કુતૂહલ-ભર્યા ગામના માણસોએ ભારે જોવાનું સમજી ચારે તરફથી ભીડ કરવા માંડી. સાહેબે સોટી ઉગામતાં જ સૌએ દોટ મૂકી.

પછી શશીએ પોતાના ભાઈનો હાથ પકડી એ માતાપિતા-વિહોણા બાળકનો આખો વૃત્તાંત શરૂથી તે અંત સુધી કહી સંભળાવ્યો. જયગોપાલ વચમાં વચમાં તેને રોકવા જતો હતો, તેને મેજીસ્ટ્રેટે લાલ-ચોળ મોં કરી ગર્જના કરી સંભળાવી દીધું : 'ચુપ રહો!'

અને સોટી વતી, ખુરશી છોડી એને સામે ઊભા રહેવાનો તેમણે હુકમ કરી દીધો.

જયગોપાલ મનમાં મનમાં શશીને ભાંડતો, મૂંગો બની ઊભો રહ્યો. નીલમણિ દિદિની એકદમ પડખે ભરાઈ આભો બની ઊભો ઊભો સાંભળવા લાગ્યો.

શશીની વાત પૂરી થયા પછી મેજીસ્ટ્રેટે જયગોપાલને કેટલાક પ્રશ્નો પૂછ્યા અને એના જવાબ સાંભળી બહુ વાર સુધી વિચાર કરી શશીને સંબોધીને બોલ્યા : 'બહેન, જો કે આ કેસ ચલાવવાની મને સત્તા નથી, પણ તું ચિંતા ન કરતી—આ સંબંધમાં જે કરવા જેવું હશે તે હું કરીશ. તું તારા ભાઈને લઈ ગભરાયા વગર ઘેર જા.'

શશી બોલી : 'સાહેબ, જ્યાં સુધી એને પોતાનું ઘર પાછું ન મળે, ત્યાં સુધી મારા ભાઈને, ઘેર લઈ જવાની મારી હિંમત નથી. હવે નિલમણિને જો તમે તમારી પાસે નહિ રાખો, તો કોઈ એનું રક્ષણ કરી શકે તેમ નથી!'

સાહેબ બોલ્યા : 'અને તું ક્યાં જઈશ?'

શશી બોલી : 'હું મારા પતિને ઘેર પાછી જઈશ, મારી કશી ચિંતા નથી.'

સાહેબે જરા હસી, આ ગળામાં માદળીયાવાળા, કાળિયા, ગંભીર, શાંત, મૃદુ સ્વભાવના બંગાળીના છોકરાને પોતાની પાસે રાખવાનું કબુલ કર્યું.

શશીથી છૂટા પડતી વખતે બાળકે તેનો છેડો પકડી લીધો.

સાહેબ બોલ્યા : 'ભાઈ, તારે બિલકુલ ગભરાવાનું નથી—આવ!'

ઘુમટામાંથી સતત્ આંસુ વરસાવતી શશી બોલી : 'મારો ભાઈ તો, જા ભાઈ—ભગવાન કરશે તો ફરી તારી દિદિને મળવાનું થશે!'

આમ કહી તેને આલિંગન કરી, તેના માથા પર, પીઠ પર, હાથ ફેરવી, જેમતેમ પોતાનો પાલવ છોડાવી તે તરત જ ચાલી ગઈ. પછી તરત સાહેબે નીલમણિને ડાબા હાથમાં પકડી લીધો. નીલમણિ, 'બહેન, ઓ બહેન!' કરી મોટેથી રડવા લાગ્યો.

શશી એક વખત પાછું વળીને જોઈ, દૂરથી લંબાવેલા જમણા હાથ વડે તેને મૂંગું આશ્વાસન આપી ફાટતે હૃદયે જતી રહી.

ફરી એ ઘણા કાળના પરિચિત જૂના ઘરમાં પતિ પત્નિનો મેળાપ થયો.

પરંતુ એ મેળાપ ઘણા દિવસ ટક્યો નહિ. કારણ કે, આ વાત બન્યાને થોડા સમય પછી એક દિવસ સવારે ગામમાં સૌએ સાંભળ્યું કે રાતોરાત કોગળિયું થઈ આવવાથી શશી મરી ગઈ છે—અને રાતે જ એની દહનક્રિયા સમાપ્ત થઈ ગઈ છે!

છૂટા પડતી વખતે શશી ભાઈને કહેતી ગઈ હતી કે ફરી મળીશું—એ શબ્દો કદી ખરા પડયાની મને ખબર નથી.



# મુગટ

: ૧ :

ત્રિપુરાના રાજા અમરમાણિક્યના સૌથી નાના પુત્ર રાજધરે સેનાપતિ ઈશાખાંને કહ્યું : “ જુઓ સેનાપતિ, હું ખરું કહું છું, તમે મારું અપમાન કરશો નહિ. ”

પડાણ ઈશાખાં કેટલાંક તીરનાં ફણાં લઈ તેમની ધારની પરીક્ષા કરતો હતો. રાજધરનું બોલવું સાંભળી તે કંઈ બોલ્યો નહિ, માત્ર મોં ઊંચું કરી ભવાં ચડાવી એક વખત તેણે એની સામે જોયું. પછી તરત જ નીચું જોઈ તીરનાં ફણાં તપાસવામાં તેણે મન પરોવ્યું.

રાજધર બોલ્યો : “ હવે પછી જો તમે મારું નામ દઈ બોલાવશો તો હું એનો યોગ્ય સામનો કરીશ. ”

વૃદ્ધ ઈશાખાં એકદમ માથું ઊંચું કરી કઠોર સ્વરે બોલી ઊઠ્યો : “ એમ ? ”

રાજધર પોતાની તલવારના મ્યાનની અણી ફરસબંધી પર ઠક કરીને ઠોકતો બોલ્યો : “ હા. ”

ઈશાખાં બાળક રાજધરને છાતી કાઢતો અને તલવાર ઠોકતો જોઈ રહી શકયો નહિ—હા હા કરી એ હસી પડયો. રાજધરનું આખું મોં, આંખનો ડોળો સુદ્ધાં લાલ થઈ ગયું.

ઈશાખાં મશ્કરીના સ્વરે હસીને હાથ જોડી બોલ્યો : “ મહામહિમ મહારાજાધિરાજ ! આપને શું કહીને બોલાવવા ? હજુર, જનાબ, જહાંપનાહ, શહેનશાહ—.”

રાજધર એનો સ્વાભાવિક કર્કશ અવાજ બમણો કર્કશ બનાવીને બોલ્યો : “ હું ભલે તમારો વિદ્યાર્થી રહ્યો, પણ હું રાજકુમાર છું—એ તમે ભૂલી જાઓ છો. ”

ઈશાખાં તીવ્ર સ્વરે બોલ્યો : “ બસ. ચૂપ. હવે આગળ બોલશો નહિ. મારે બીજું કામ છે. ”

આમ કહી વળી તેમણે તીરનાં ફણાં તપાસવામાં મન પરોવ્યું.

એવામાં ત્રિપુરાના બીજા રાજપુત્ર ઈન્દ્રકુમારે, તેના ઊંચા કદાવર બળવાન શરીરમાં, અંદર પ્રવેશ કર્યો. તે માથું ડોલાવી હસીને બોલ્યો : “ ખાં સાહેબ, આજે આ શું ચાલી રહ્યું છે ? ”

ઈન્દ્રકુમારનો અવાજ સાંભળી વૃદ્ધ ઈશાખાં તીરનાં ફણાં બાજુએ ખસેડી સ્નેહથી એને ભેટયો—પછી હસતો હસતો બોલ્યો :

“ સાંભળો તો, ભાઈ, ભારે ગમ્મતની વાત. તમારા આ નાના ભાઈ ચક્રવર્તી મહારાજાને, જહાંપનાહ કહીને ન બોલાવીએ તો એમને અપમાન લાગે છે. ”

આમ કહી વળી તે તીરનાં ફણાં લઈને બેઠો.

‘ ખરી વાત ? ’ કહી ઈન્દ્રકુમાર હા હા કરતો હસી પડયો.

રાજધર ક્રોધે ભરાઈ બોલ્યો : “ ચૂપ કરો, મોટાભાઈ. ”

ઇન્દ્રકુમાર બોલ્યો : "રાજધર, તને શું કહીને બોલાવવો જોઈએ, હં ? જહાંપનાહ ? હા હા હા હા !"

રાજધર ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો : "મોટાભાઈ, ચૂપ કરો કહું છું."

ઇન્દ્રકુમાર વળી હસીને બોલ્યો : "જનાબ !'

રાજધર અકળાઈને બોલ્યો : "મોટાભાઈ, તમે સાવ મૂરખ છો."

ઇન્દ્રકુમાર હસીને રાજધરની પીઠ પર હાથ ફેરવતો બોલ્યો : "ઠંડો થા, ભાઈ ઠંડો થા. તારી બુદ્ધિ તારી પાસે રાખ. હું તારી બુદ્ધિ પડાવી લેતો નથી."

ઇશાખાં કામ કરતાં કરતાં તીરછી નજરે જોઈ જરા હસીને બોલ્યો : "એની બુદ્ધિ હમણાંની ખૂબ જ વધી ગઈ છે."

ઇન્દ્રકુમાર બોલ્યો : "એનો પાર પામી શકાતો નથી."

રાજધર ધબધબ કરતો ચાલી ગયો. ચાલના મદમાં મ્યાનમાંની તલવાર ખણખણ કરવા લાગી.

: ૨ :

રાજકુમાર રાજધરની ઉંમર ઓગણીસ વર્ષની છે. રંગે કાળો, બેઠી દડીનો, શરીરનો બાંધો મજબૂત. તે જમાનામાં બીજા રાજપુત્રો જેમ લાંબા લાંબા વાળ રાખતા તેમ એણે નહોતા રાખ્યા. એના સીધા જાડા વાળ કાપીને નાના કરેલા હતા. ઝીણી ઝીણી આંખો, તીક્ષ્ણ દૃષ્ટિ, દાંત જરા મોટા. ગળાનો અવાજ બાળપણથી કંઈ કેવોયે કર્કશ હતો.

રાજધરમાં બુદ્ધિ ખૂબ જ છે એવી સૌને ખાતરી છે, એને પોતાને પણ એવી જ ખાતરી છે. આ બુદ્ધિના બળે એ પોતાના બે મોટા ભાઈઓને ખૂબ તિરસ્કૃત કરતો. રાજધરના પ્રબળ પ્રતાપે આખાયે રાજમહેલમાં સૌ બીતાં. જરૂર હોય કે ન હોય પણ તલવાર જમીન પર ઠોકી ઠોકીને એ આખા ઘરમાં હુકમ ચલાવતો ફરતો. રાજમહેલના નોકર–ચાકરો એને રાજા કહીને, મહારાજ કહીને, હાથ જોડીને, સલામ કરીને, પગે પડીનેયે બચવા પામતા નહિ. તમામ ચીજ પર એનો કબજો, તમામ ચીજ એને જોઈએ જ.

એકવાર યુવરાજ ચંદ્રનારાયણનો ઘોડો તેણે રીતસર કબજે કરી લીધો હતો, એ જોઈ યુવરાજ જરા હસ્યો, પણ કંઈ બોલ્યો નહિ. વળી એક વખત કુમાર ઇન્દ્રકુમારનું રૂપાના પતરાથી મઢેલું ધનુષ જરાયે શરમાયા વગર એણે લઈ લીધું હતું. ઇન્દ્રકુમાર ગુસ્સે થઈ બોલ્યો : “જો, આજે તો એ ચીજ હું પાછી પડાવવા નથી ઇચ્છતો, પરંતુ ફરી કદી જો મારી કોઈ ચીજ પર તેં આવી રીતે હાથ નાખ્યો છે તો હું એવું કરી દઈશ કે એ હાથમાં તું કંઈ પકડી જ નહિ શકે.”

પરંતુ રાજધર મોટાભાઈના શબ્દો પર બહુ ધ્યાન જ આપતો નહિ. લોકો તેનાં આચરણ જોઈ ગુસપુસ કહેતા: “નાના કુમાર રાજાના ઘેર જનમ્યા એ ભલે, પણ રાજાના કુંવર જેવું એનામાં કંઈ જ દેખાતું નથી.”

પરંતુ મહારાજ અમરમાણિક્ય રાજધર પર જરા વધારે વહાલ રાખતા. રાજધર એ જાણતો હતો. આજે પિતાની પાસે જઈ તેણે ઇશાખાંની સામે ફરિયાદ કરી.

રાજાએ ઇશાખાંને બોલાવ્યા; ને કહ્યું : “સેનાપતિ, રાજકુમારોની હવે ઉમર થઈ. હવે એમનું યોગ્ય સન્માન કરવું જોઈએ.”

"મહારાજ જ્યારે બાળપણમાં મારી પાસે યુદ્ધ વિદ્યાની તાલીમ લેતા ત્યારે મહારાજનું હું જેવું સન્માન કરતો—તેના કરતાં રાજકુમારોનું સન્માન હું ઓછું નથી કરતો."

રાજધર બોલ્યો: "મારે એમ કહેવું છે કે તમારે મને નામ દઈને બોલાવવો નહિ."

ઈશાખાંએ વીજળી વેગે મોં ફેરવી કહ્યું: "બસ કરો, ભાઈ. હું તમારા પિતાની સાથે વાત કરી રહ્યો છું. મહારાજ, મને માફ કરો, આપનો આ કનિષ્ઠ પુત્ર રાજકુટુંબને યોગ્ય નીવડ્યો નથી. એના હાથમાં તલવાર શોભતી નથી. એ મોટો થતાં મુન્શીની પેઠે કલમ ચલાવી શકશે, બીજા કોઈ કામમાં નહિ આવે."

એટલામાં ચંદ્રનારાયણ અને ઇન્દ્રકુમાર ત્યાં આવી પહોંચ્યા.

ઈશાખાં એમની તરફ જોઈ બોલ્યો: "જુઓ મહારાજ, આનું નામ યુવરાજ. આનું નામ રાજપુત્ર!"

રાજાએ રાજધરની સામે જોઈ કહ્યું: "રાજધર, ખાંસાહેબ શું કહે છે! તું અસ્ત્રવિદ્યામાં એમને સંતોષ આપી શક્યો નથી."

રાજધર બોલ્યો: "મહારાજ! તો અમારી ધનુર્વિદ્યાની પરીક્ષા કરી જુઓ! પરીક્ષામાં જો હું સર્વશ્રેષ્ઠ ના ઠરું તો મારો ત્યાગ કરજો. હું રાજમહેલ છોડી જતો રહીશ."

રાજા બોલ્યો: "વારુ, આવતા અઠવાડિયે પરીક્ષા થશે. તમારામાંથી જે ઉત્તીર્ણ થશે તેને હું મારી હીરે મઢેલી તલવાર ભેટ આપીશ.

: ૩ :

ઇન્દ્રકુમાર ધનુર્વિદ્યામાં અજોડ હતો. કહે છે કે એક વખત તેના એક નોકરે મહેલની અગાશી પરથી એક મહોર નીચે પાડી નાખી હતી એ મહોર જમીન પર પડે ન પડે તે પહેલાં તો તીર મારી કુમારે તેને સો ..ય દૂર ફેંકી દીધી હતી.

રાજધર ગુસ્સામાં બાપની આગળ ઢોંગ તો કરી આવ્યો, પરંતુ એના મનમાં ભારે ચિંતા પેસી ગઈ. યુવરાજ ચંદ્રનારાયણની તો કાંઈ ચિંતા નહોતી—કારણકે ધનુર્વિદ્યા તેને સારી આવડતી નહિ, પરંતુ ઇન્દ્રકુમારને પહોંચવું અઘરું હતું. રાજધરે બહુ વિચાર કરી છેવટે એક યુક્તિ શોધી કાઢી.

તે હસીને મનમાં મનમાં બોલ્યો : "તીર ફેંકતાં આવડે કે ન આવડે પણ મારી બુદ્ધિ તીરના જેવી છે—એ તમામ લક્ષ્ય વેધી શકે છે."

કાલે પરીક્ષાનો દિવસ છે. જે ભૂમિ પર પરીક્ષા થવાની છે તે ભૂમિ જોવા યુવરાજ, ઇશાખાં અને ઇન્દ્રકુમાર ગયા છે. રાજધર આવીને બોલ્યો : "મોટાભાઈ, આજે પૂર્ણિમા છે—ચાલોને આજે રાતે વાઘ ગોમતી નદી પર પાણી પીવા આવે ત્યારે ત્યાં એનો શિકાર કરી નાખીએ !"

ઇન્દ્રકુમાર નવાઈ પામી બોલ્યો : "વાહ ! રાજધરને આજે શિકાર કરવા જવાનું મન થયું છે ! ભારે નવાઈની વાત !'

ઇશાખાં રાજધરની તરફ તિરસ્કાર ભર્યો કટાક્ષ ફેંકી બોલ્યો : "તો એ શું શિકારી નથી ? એ જાળ બિછાવી ઘરમાં બેઠા શિકાર કરે છે. એમનો શિકાર બહુ ભયંકર છે. રાજસભામાં એવો એક જીવ નથી જે એમની જાળમાં એકાદ વખતે ન સપડાયો હોય."

ચન્દ્રનારાયણે જોયું કે આ શબ્દો રાજધરને દિલમાં લાગ્યા છે,—ત્યારે તે દુઃખી થઈને બોલ્યો : "સેનાપતિ સાહેબ, તમારી તલવાર છે તેવી જ તમારી જીભ પણ છે, બંને ધારદાર—જેની ઉપર જઈને પડે, તેનું હૃદય વીંધી નાખે."

રાજધર હસીને બોલ્યો : 'ના મોટાભાઈ, મારી બહુ ચિંતા ન કરશો. ખાંસાહેબ બહુ ધારદાર ભલે બોલે, પણ મારા કાનમાં એ શબ્દો પંખીની પાંખ જેવા લાગે છે."

ઇશાખાં એકદમ છેડાઈ પડી ઘો.. મૂછોને વળ ચડાવી બોલ્યો : "તારે કાન છે એમ ! એ હોત તો ા ક્યારનોયે હું તને સીધો કરી શક્યો હોત."

વૃદ્ધ ઇશાખાં કોઈનીયે પરવા કરતો નહિ.

ઇન્દ્રકુમાર હો હો કરી હસી પડ્યો. ચન્દ્રનારાયણ ગ.ભીર થઈ ગયો, કંઈ બોલ્યો નહિ. યુવરાજને ખોટું લાગ્યું છે એમ જોઈ ઇન્દ્રકુમાર તરત જ હસવું બંધ કરી એમની પાસે ગયો, અને મૃદુ સ્વરે બોલ્યો : "મોટાભાઈ, તમારી શી ઇચ્છા છે? આજે રાતે શિકાર કરવા આવશો?"

ચન્દ્રનારાયણ બોલ્યો : "તારી સાથે, ભાઈ, શિકાર કરવા જવું નકામું છે, કારણકે એમ કરવામાં તદ્દન નિરામિષ શિકાર કરવો પડે છે. તું વનમાં જઈને કેટલાંયે પ્રાણીઓ મારી લાવે છે, અને અમે તો ફક્ત દૂધી, તુંબડાં, કોળાં ને ભાજીપાલાનો શિકાર કરી લાવીએ છીએ."

ઇશાખાં ખૂબ ખુશ થઈ હસવા લાગ્યો; સ્નેહપૂર્વક ઇન્દ્રકુમારની પીઠ થાબડી એ બોલ્યો : "યુવરાજ ખરું કહે છે, બેટા. તારું તીર સૌનાથી આગળ નીકળી જાય છે અને બરાબર જઈને ચોંટે છે. તને કોણ પહોંચી શકે એવું છે?"

ઇન્દ્રકુમાર બોલ્યો : "ના, ના, મોટાભાઈ, મશ્કરી નથી—આવવું પડશે. તમે નહિ આવો તો કોણ શિકાર કરવા જશે?"

યુવરાજ બોલ્યો : "ઠીક, તો ચાલો. આજે રાજધરને શિકારનું મન થયું છે તો હું એને નિરાશ નહિ કરું."

હસતો ઇન્દ્રકુમાર એક પલકમાં ઝાંખો પડી જઈ બોલ્યો : "કેમ મોટાભાઈ, મને મન થયું હોય તો ન આવો શું?"

ચંદ્રનારાયણ બોલ્યો : "એ શું બોલ્યો, ભાઈ? તારી સાથે તો રોજ શિકારે જાઉં છું—"

ઇન્દ્રકુમાર બોલ્યો : "એટલે એ વાત જૂની થઈ ગઈ."

ચંદ્રનારાયણ દુઃખી થઈને બોલ્યો : "તું મારું કહેવું આમ અવળું સમજે તો મને બહુ દુઃખ થાય છે."

ઇન્દ્રકુમાર હસીને એકદમ બોલ્યો : "ના, મોટાભાઈ, હું તો હસતો હતો. શિકાર કરવા કેમ નહિ આવું? ચાલો, એની તૈયારીઓ કરીએ."

ઈશાખાં મનમાં મનમાં બોલ્યો : "ઇન્દ્રકુમાર છાતીમાં દશ બાણ સહી શકે છે, પણ મોટાભાઈનો જરા અમથો અનાદર સહી શકતો નથી."

: ૪ :

શિકારનો બંદોબસ્ત બધો થઈ ગયા પછી રાજધર ધીમે પગલે ઇન્દ્રકુમારની સ્ત્રી કમલાદેવીના ઓરડામાં જઈ ઊભો.

કમલાદેવી હસીને બોલી : "આ શું દિયરજી? એકદમ ધનુષબાણ લઈને ઢાલ બખ્તરથી સજ્જ થઈને આવ્યા છો ને! મને મારશો તો નહિને!"

રાજધર બોલ્યો : "ભાભી, અમે ત્રણે ભાઈઓ આજે શિકાર કરવા જઈએ છીએ, એટલે આ પોશાકમાં છું."

કમળાદેવી નવાઈ પામી બોલી : "ત્રણે ભાઈ? તમે પણ જાઓ છો શું! ત્યારે તો આજે ત્રણે ભાઈ ભેગા થવાના! આ સારાં લક્ષણ નથી. આ તો એક દિવસે ત્રણ તિથિઓ ભેગી થઈ."

જાણે ભારે ગમત થઈ હોય એમ રાજધર હા હા કરી હસી પડયો, પરંતુ તે વધારે કંઈજ બોલ્યો નહિ.

કમલાદેવી બોલી · "ના, ના, એ નહિ બને—પોતે રોજ રોજ શિકાર ખેલવા જાય અને હું ઘરમાં બેઠી બેઠી ચિંતા કરી મરું."

રાજધર બોલ્યો : "આજે પાછું રાતે શિકાર કરવા જવાનું છે."

કમલાદેવી માથું હલાવી બોલી : "એ કદી નહિ બને. જોઉં છું આજે કેવી રીતે જાઓ છો!"

રાજધર બોલ્યો : "ભાભી, એક કામ કરો, ધનુષબાણ સંતાડી દો."

કમલાદેવી બોલી : "ક્યાં સંતાડું?"

રાજધર બોલ્યો : "મને લાવી દો, હું સંતાડી રાખીશ."

કમલાદેવી હસીને બોલી : કંઈ ખોટું નહિ, એ પણ ગમ્મત થશે."

પરંતુ તે મનમાં મનમાં બોલી : "આમાં તમારો કંઈ હેતુ લાગે છે. તમે માત્ર મારા પર ઉપકાર કરવા આવ્યા છો એવું નથી લાગતું."

"આવો, અસ્ત્ર ભંડારમાં આવો." કહી કમલાદેવી રાજધરને સાથે લઈને ગઈ. ચાવી લઈને ઇન્દ્રકુમારના અસ્ત્રભંડારનું બારણું તેણે ઉઘાડી દીધું. રાજધરે જેવો અંદર પ્રવેશ કર્યો કે કમલાદેવીએ બારણે તાળું લગાવી દીધું; રાજધર ઓરડામાં પૂરાઈ ગયો.

કમલાદેવી બહારથી બોલી : "દિયરજી, આજે તો હું જાઉં છું." એમ કહી તે જતી રહી.

આ તરફ સાંજે ઇન્દ્રકુમાર અંતઃપુરમાં આવી અસ્ત્રભંડારની ચાવી ખોળવા લાગ્યો પણ ક્યાંય જડી નહિ. કમલાદેવી હસતી હસતી બોલીઃ "હં રે, મને ખોળતા લાગો છો, હું તો ખોવાઈ ગઈ નથી.",

શિકારનો વખત જાય છે જોઈ ઇન્દ્રકુમાર બમણો ગભરાઈ ને શોધવા લાગ્યો. કમલાદેવી એનો રસ્તો રોકી વળી એના મોં આગળ જઈને ઊભી રહી, અને હસતી હસતી બોલી : "હં રે, જોતાયે નથી શું! આંખ આગળ તો ઊભી છું તોયે આખું ઘર માથે કરો છો!"

ઇન્દ્રકુમાર જરા ભયભીત સ્વરે બોલ્યો : "દેવી, હવે વચમાં ન આવશો—મારી એક અગત્યની ચીજ ખોવાય છે."

કમલાદેવી બોલી : "મને ખબર છે, તમારું શું ખોવાય છે તે. મારું એક વેણુ જો માનો તો શોધી આપું."

ઇન્દ્રકુમાર બોલ્યો : "વારુ, માનીશ."

કમલાદેવી બોલી : "તો સાંભળો. આજે તમારે શિકાર કરવા જવાનું નથી, આ લો તમારી ચાવી."

ઇન્દ્રકુમાર બોલ્યો : "એ નહિ બને—આ વેણુ હું નહિ માની શકું."

કમલાદેવી બોલી : "ચંદ્રવંશમાં જન્મીને આવું તમારું આચરણુ? એક સામાન્ય પ્રતિજ્ઞા પણુ પાળી શકતા નથી!"

ઇન્દ્રકુમાર હસીને બોલ્યો : "વારુ, તારું વચન કબૂલ. આજે હું શિકાર ખેલવા નહિ જાઉં."

કમલાદેવી બોલી : "તમારું બીજું કંઈ ખોવાય છે? યાદ કરી જુઓ જોઉં"

ઇન્દ્રકુમાર : “ કંઈ યાદ આવતું નથી. ”

કમલાદેવી : “ તમારું સાત સમંદરનું ધન ? તમારો સોનાનો ચાંદ ?”

ઇન્દ્રકુમારે ધીમું હસીને માથું ધુણાવ્યું. કમલાદેવી બોલી : “ તો આવો, જુઓ. ”

આમ કહી તેણે અસ્ત્રભંડાર આગળ જઈ બારણું ઉઘાડી નાખ્યું. કુમારે જોયું તો રાજધર ઓરડામાં જમીન પર ગુપચુપ બેસી રહ્યો હતો. એ જોઈ તે હો હો કરી હસી પડયો : “ આ શું ? રાજધર અસ્ત્રભંડારમાં ક્યાંથી ? ”

કમલાદેવી બોલી : “ એ આપણું બ્રહ્માસ્ત્ર છે. ”

ઇન્દ્રકુમાર બોલ્યો : “ ખરું છે, બધાં અસ્ત્રો કરતાં એ તીક્ષ્ણ છે. ”

રાજધર મનમાં મનમાં બોલ્યો : “ તમારી જીભ કરતાં ઓછું. ”

રાજધરને ઓરડામાંથી છૂટતાં નિરાંત થઈ.

પછી કમલાદેવી ગંભીર થઈને બોલી : “ ના કુમાર, તમે શિકાર ખેલવા જાઓ. હું તમને વચનમાંથી મુક્ત કરું છું. ”

ઇન્દ્રકુમાર બોલ્યો : “ શિકાર ખેલું ? ભલે. ”

એમ કહી ધનુષ પર તીર ચડાવી ધીરેથી એણે કમલાદેવી તરફ ફેંક્યું. તીર એના પગ આગળ જઈને પડયું.

કુમાર બોલ્યો : “ હું નિશાન ચૂકી ગયો. ”

કમલાદેવી બોલી : “ ના, મશ્કરી નથી. તમે શિકાર ખેલવા જાઓ.” ઇન્દ્રકુમાર કંઈ બોલ્યો નહિ. ધનુષ બાણ ઓરડામાં નાખી એ બહાર નીકળી ગયો. યુવરાજને જઈને તેણે કહ્યું : “ મોટાભાઈ, આજે શિકાર કરવા જવામાં ફાવ્યો નહિ. ”

ચન્દ્રનારાયણ જરા હસીને બોલ્યો : “ સમજ્યો. ”

: ૫ :

આજે પરીક્ષાનો દિવસ છે.

રાજમહેલના બહારના ચોગાનમાં લોકોની ઠઠ જામી છે. રાજાનું છત્ર અને સિંહાસન પ્રભાતના પ્રકાશમાં ઝળહળે છે. જમીન પહાડી છે, ઊંચી નીચી છે—લોકોથી ઢંકાઈ ગઈ છે, ચારે તરફ જાણે માણસોનાં માથાનાં મોજાં ઊછળી રહ્યાં છે. છોકરાઓ ઝાડ પર ચડીને બેઠા છે. એક છોકરાએ ઝાડની ડાળી પરથી ધીરે ધીરે હાથ લાંબો કરી કોઈ એક જણના માથા પરથી પાઘડી ઉઠાવી બીજાના માથા પર ઓઢાડી દીધી. જેની પાઘડી હતી તેણે મિજાજ ખોઈ છોકરાને પકડવા નિષ્ફળ પ્રયત્ન કર્યો. છેવટે નિરાશ થઈ જોરથી તેણે ઝાડની ડાળી હલાવવા માંડી અને નઠોર છોકરો મોં બગાડી ડાળી ઉપર વાંદરાની પેઠે નાચવા લાગ્યો. જાડા માણસની દુર્દશા અને ચીડ જોઈ એ તરફ ખડખડાટ હાસ્ય વ્યાપી ગયું.

એક જણ માથા પર દહીંની હાંડી લઈ ઘેર જતો હતો, રસ્તામાં લોકોને ભેગા થયેલા જોઈ ઊભો રહ્યો હતો—એકાએક જુએ તો તેના માથા પરની હાંડી ગુમ!—હાંડી એક પલકમાં એક હાથથી બીજે હાથ જઈ કેટલેયે દૂર પહોંચી ગઈ છે એનું કંઈ ઠેકાણું નથી—દહીંવાળો થોડીવાર મોં ફાડી જોઈ રહ્યો. કોઈ બોલ્યું: "ભાઈ, તેં દહીંને બદલે જરા છાશ ખાઈ લીધી,* તો થોડું નુકશાન થયું એ જ ને!' દહીં-વાળાને ખૂબ સાન્ત્વન મળી ગયું!

હારૂ નાપિત ઉપર આખું ગામ છેડાયેલું હતું. એને ટોળામાં જોઈ લોકો તેના નામ પર જોડકણાં બનાવવા લાગ્યા. જેમ જેમ એ ચીડાતો ગયો તેમ તેમ તેને ચીડવનારાની સંખ્યા વધતી ગઈ—ચારે તરફ પટાપટ

---

* 'છાશ ખાવી' નો અર્થ બંગાળીમાં 'અગવડમાં પડી મુંઝાવું' એવો થાય છે.

તાળીઓ પડવા લાગી. અઢારે જાતના અવાજ નીકળવા લાગ્યા. હારૂ બિચારો આંખ મોં લાલ કરી ગુસ્સે થઇ, પરસેવે રેબઝેબ બની, ઓઢેલી ચાદર જમીન પર રગદોળી, એક પગનો જોડો ભીડમાં ખોઈ બેસી, આખી દુનિયાના લોકોને શાપ દેતો દેતો ઘેર જતો રહ્યો.

હૈયાં દબાય તેવી ભીડમાં કોઈ કોઈ નાનાં છોકરાંએ પોતાના વડીલની ખાંધે ચડી રડવાનું શરૂ કરી દીધું છે. આમ કેટલી જગાએ કેટલો કલરવ મચ્યો છે તેનો કંઈ હિસાબ નથી.

એકાએક નોબત ગડગડી.

તમામ કોલાહલ શાંત કરી દઈ જય જય શબ્દે આકાશ ભરાઈ ગયું. ધાવણાં બાળકો જેટલાં હતાં તેટલાં બધાંયે બીને એકી સાથે રડી પડયાં—ગામમાં ને ફળીઆમાં કૂતરાં ઊંચું જોઈ હાઉ હાઉ કરી ચીસો પાડી ઊઠયાં. પંખીઓ જ્યાં હતાં ત્યાંથી, ઝાડની ડાળ છોડી આકાશમાં ઊડી ગયાં. માત્ર થોડાક બુદ્ધિશાળી કાગડા ખૂબ દૂર એક ઝાડની ડાળે બેસી જમણી તરફ ને ડાબી તરફ ડોક હલાવી એકાગ્રચિત્તે ઊંડો વિચાર કરવા લાગ્યા અને એક સિદ્ધાન્ત પર આવતાં તરત જ અસંદિગ્ધચિત્તે કા કા કા કરતા ઊડવા લાગ્યા.

રાજા આવી સિંહાસન પર બેઠો છે. સભાસદો, અધિકારીઓ, મિત્રો વિગેરે આવ્યા છે. રાજકુમારો હાથમાં ધનુષબાણ લઈને આવ્યા છે. નિશાન લઈને નિશાનવાળા આવ્યા છે. ભાટ આવ્યો છે. સૈન્ય પાછળ હારબંધ ઊભું છે. વાજાંવાળા માથું ધુણાવતા નાચે છે અને જોરથી ખૂબ ઉત્સાહપૂર્વક ઢોલ પીટે છે. ભારે ધમાલ મચી ગઈ છે.

પરીક્ષાનો વખત થયો એટલે ઈશાખાંએ રાજકુમારોને તૈયાર થવાનું કહ્યું. ઈન્દ્રકુમારે યુવરાજને કહ્યું : "મોટાભાઈ, આજે તમારે જીતવું જોઈશે, નહિ તો નહિ ચાલે."

યુવરાજ હસીને બોલ્યો : "નહિ જ ચાલે તો ! મારું એક મામુલી તીર નિશાન ચૂકી જશે તોપણ દુનિયા બધી જેમ ચાલતી હતી તેમ જ ચાલ્યા કરવાની. અને કદાચ ન ચાલે તોપણ મારો જીતવાનો કોઈ સંભવ નથી દેખાતો."

ઇન્દ્રકુમાર બોલ્યો : મોટાભાઈ, તમે જો હારશો તો હું યે જાણી જોઈને નિશાન ચૂકી જઈશ."

યુવરાજ ઇન્દ્રકુમારનો હાથ પકડીને બોલ્યો : "ના ભાઈ, છોકરવેડા ના કરતો—ઉસ્તાદજીનું નામ રાખવું જોઈશે."

રાજધર ફિક્કા શુષ્ક ચિંતાકુલ મોંએ શાંતિથી સાંભળી રહ્યો.

ઇશાખાંએ આવીને કહ્યું : "યુવરાજ, વખત થયો છે. ધનુષ ઉઠાવો."

યુવરાજે દેવતાનું નામ લઈ હાથમાં ધનુષ લીધું. લગભગ બસો હાથ પર પાંચ છ કેળનાં થડ ભેગાં બાંધીને રોપ્યાં છે. એની વચમાં એક પાંદડું આંખની પેઠે બેસાડેલું છે. એની બરાબર વચમાં આંખની કીકીના આકારનું કાળું ચિહ્ન કરેલું છે. એ ચિહ્ન વીંધવાનું છે. પ્રેક્ષક અર્ધચક્રાકારે મેદાન ભરીને ઊભા છે—જે તરફ લક્ષ્યસ્થાન છે તે તરફ જવાની મનાઈ છે.

યુવરાજે ધનુષ પર બાણ ચડાવ્યું. નિશાન તાક્યું. બાણ છોડયું. બાણ લક્ષ્યની ઉપર થઈને ચાલી ગયું. ઇશાખાંએ એની મૂછો, ને દાઢી ને આખું મોં બગાડયું—ધોળાં ભવાં સંકોચ્યાં. પરંતુ એ કંઈ બોલ્યો નહિ. ઇન્દ્રકુમારે દુઃખી થઈ એવો ભાવ ધારણ કર્યો જાણે એને જ શરમાવવા માટે એના મોટાભાઈએ જાણી જોઈને આમ કીર્તિ વધારી હતી ! અસ્વસ્થ બની ધનુષ હલાવતાં હલાવતાં તેણે ઇશાખાંને કહ્યું : "મોટાભાઈ મન દઈને કરે તો બધુંયે કરી શકે છે, પરંતુ કદી મન જ દેતા નથી."

ઈશાખાં ચીડાઈને બોલ્યો : "તમારા મોટાભાઈની બુદ્ધિ બીજી બધી જગાએ ચાલે છે, માત્ર તીરની અણીએ ચાલતી નથી. એનું કારણ એ કે બુદ્ધિ એટલી સૂક્ષ્મ નથી."

ઈન્દ્રકુમાર છેડાઈ જઈ કંઈક ઉત્તર દેવા જતો હતો. ઈશાખાંએ એ સમજી જઈ ત્વરાથી ખસી જઈ રાજધરને કહ્યું : "કુમાર, હવે તમે નિશાન વીંધો, મહારાજ જુએ તો ખરા."

રાજધર બોલ્યો : "પહેલા મોટાભાઈ વીંધે."

ઈશાખાં રોષે ભરાઈને બોલ્યો : "અત્યારે સવાલજવાબ કરવાનો વખત નથી. મારા હુકમનું પાલન કરો."

રાજધર ખીજાયો, પરંતુ કંઈ બોલ્યો નહિ.

તેણે ધનુષબાણ ઉપાડયાં. નિશાન તાકી તીર ફેંકયું. તીર જમીનમાં પેસી ગયું.

યુવરાજે રાજધરને કહ્યું : "તારું તીર ખૂબ પાસે ગયું છે—જરા આગળ ગયું હોત તો નિશાન વીંધાઈ જાત."

રાજધર બિલકુલ અમ્લાનવદને બોલ્યો : "નિશાન તો વીંધાઈ ગયું છે, પણ દૂરથી સ્પષ્ટ દેખાતું નથી."

યુવરાજ બોલ્યો : "ના, તારી જોવામાં ભૂલ થઈ છે, નિશાન વીંધાયું નથી."

રાજધર બોલ્યો : "વીંધાયું છે. નજીક જઈને જોશો તો તરત દેખાશે."

યુવરાજ આગળ કંઈ બોલ્યો નહિ.

છેવટે ઈશાખાંના હુકમથી ઈન્દ્રકુમારે અત્યંત અનિચ્છાપૂર્વક ધનુષ ઊંચક્યું. યુવરાજ એની પાસે જઈ કાતર સ્વરે બોલ્યો : "ભાઈ, હું

અશક્ત છું, મારા ઉપર ગુસ્સે થવું ખોટું છે—તું જો આજે નિશાન વીંધી નહિ શકે તો તારું ચૂકેલું તીર મારું હૃદય વીંધી નાખશે એ ખાતરીથી જાણજે."

ઇન્દ્રકુમાર યુવરાજની ચરણરજ લઈ બોલ્યો : 'મોટાભાઈ. તમારા આશીર્વાદે આજે નિશાન વીંધવાનો—એમાં ફેર નહિ પડે."

ઇન્દ્રકુમારે તીર છોડયું, નિશાન વીંધાયું.

ઢોલ વાગવા લાગ્યાં. ચારે તરફ જયજયકાર થઈ રહ્યો. યુવરાજે જ્યારે ઇન્દ્રકુમારને આલિંગન કર્યું. ત્યારે આનંદથી ઇન્દ્રકુમારની આંખો ઉભરાઈ આવી. ઇશાખાંએ પરમ સ્નેહથી કહ્યું : "બેટા, ખુદાની મહેરબાનીથી તું દીર્ઘજીવી થજે."

મહારાજ જ્યારે ઇન્દ્રકુમારને ઇનામ આપવાનું કરતા હતા, ત્યારે રાજધર ત્યાં પહોંચી જઈ બોલ્યો : "મહારાજ, આપની સૌની ભૂલ થઈ છે, મારા તીરથી નિશાન વીંધાયું છે."

મહારાજે કહ્યું : "કદી નહિ."

રાજધર બોલ્યો : "મહારાજ, નજીક જઈને ખાતરી કરી જુઓ."

સૌ નિશાનની પાસે ગયા. જોયું તો જે તીર જમીનમાં પેસી ગયું હતું તેના ફણા પણ ઇન્દ્રકુમારનું નામ કોતરેલું હતું,—અને જે તીરે નિશાન વીંધ્યું હતું તેના પર રાજધરનું નામ કોતરેલું હતું.

રાજધર બોલ્યો : "ન્યાય કરો, મહારાજ!"

ઇશાખાં બોલ્યો : "ચોક્કસ ભાથું બદલાઈ ગયું છે."

પરંતુ તપાસ કરતાં જણાયું કે ભાથું બદલાઈ ગયું નહોતું સૌ એકબીજાના મોં સામે જોવા લાગ્યા.

ઇશાખાં બોલ્યો : "ફરી પરીક્ષા લો."

રાજધર ભયંકર રીસ ચડાવી બોલ્યો : “ એ વાત હું કબૂલ નહિ કરી શકું. મારી ઉપર આ બહુ ખોટો અવિશ્વાસ રખાય છે. મારે ઇનામ નથી જોઈતું, મધ્યમ કુમાર બહાદુરને ઇનામ ભલે આપો—” આમ કહી ઇનામની તલવાર તેણે ઇન્દ્રકુમારની આગળ ધરી દીધી.

ઇન્દ્રકુમાર ભયંકર તિરસ્કાર સાથે બોલી ઊઠયો : “ ધિક્કાર છે ! તારા હાથમાંથી આ ઇનામ કોણ લે ! એ તું જ લે. ” એમ કહી તેણે તલવાર ખડિંગ કરતી રાજધરના પગ આગળ ફેંકી દીધી. રાજધરે હસીને નમસ્કાર કરી એ લઈ લીધી.

પછી ઇન્દ્રકુમારે કંપતે સ્વરે પિતાને કહ્યું : “ મહારાજ, આરાકાનના રાજા સાથે થોડા વખતમાં યુદ્ધ થવાનું છે. એ યુદ્ધમાં જઈ હું ઇનામ લાવીશ. મહારાજ, આજ્ઞા કરો. ”

ઇશાખાં ઇન્દ્રકુમારનો હાથ પકડી કઠોર સ્વરે બોલ્યો : “ તેં આજે મહારાજનું અપમાન કર્યું છે. એમની તલવાર લઈને ફેંકી દીધી છે. એની યોગ્ય સજા તને થવી જોઈએ.

ઇન્દ્રકુમાર જોરથી પોતાનો હાથ છોડાવી લઈ બોલ્યો : “ વૃદ્ધપુરુષ ! મને સ્પર્શ કરશો નહિ. ”

વૃદ્ધ ઇશાખાં એકદમ દુઃખી થઈ ચડકતે સ્વરે બોલ્યો : “ બેટા, આ શું બેટા ! મારી સાથે આ વ્યવહાર ! તું આજે ભાનમાં નથી, ભાઈ ! ”

ઇન્દ્રકુમારની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. તે બોલ્યો : “ સેનાપતિ સાહેબ, મને માફ કરો, હું આજે ભાનમાં નથી. ”

યુવરાજ સ્નેહાળ સ્વરે બોલ્યો : “ શાન્ત થા ભાઈ—ચાલ, ઘેર જઈએ. ”

ઇન્દ્રકુમાર પિતાની ચરણરજ લઈ બોલ્યો : "પિતાજી, અપરાધ ક્ષમા કરો."

ઘેર પાછા ફરતી વખતે તેણે યુવરાજને કહ્યું : "મોટાભાઈ, આજે મારો ખરેખરો પરાજય થયો છે."

રાજધર કેવી રીતે જીત્યો તે કોઈ સમજી શકયું નહિ.

: ૬ :

રાજધર પરીક્ષાના આગલા દિવસે કમલાદેવીને મદદ કરવા ઇન્દ્રકુમારના અસ્ત્રભંડારમાં પેઠો હતો, તે વખતે જ તેણે ઇન્દ્રકુમારના ભાથામાંથી ઇન્દ્રકુમારના નામ વાળું એક તીર પોતાના ભાથામાં લઈ લીધું હતું અને પોતાના નામવાળું એક તીર ઇન્દ્રકુમારના ભાથામાં એવી જગાએ, ને એવી રીતે ગોઠવી દીધું હતું કે એ જ સહજ રીતે અને સૌથી પહેલાં એના હાથમાં આવે. રાજધરે ધાર્યું હતું એવું જ બન્યું. ઇન્દ્રકુમારે નસીબજોગે રાજધરે મૂકેલું તીર જ ખેંચ્યું હતું—અને એથી જ પરીક્ષા વખતે એવો ગોટાળો થયો હતો. વખત જતાં જ્યારે સૌ શાંત થયા ત્યારે ઇન્દ્રકુમાર રાજધનની ચાતુરી કંઈક સમજી શકયો હતો, પરંતુ તેણે એ વિષે કોઈનેયે કંઈ કહ્યું નહિ—પરંતુ રાજધર પ્રત્યે એનો તિરસ્કાર પહેલાં કરતાં બમણો વધી ગયો.

ઇન્દ્રકુમાર મહારાજની આગળ ફરી ફરીને કહેવા લાગ્યો : "મહારાજ! આરાકાનવાસીઓની સામે લડાઈમાં મને મોકલો."

મહારાજ ઊંડા વિચારમાં પડી ગયા.

આપણે જે જમાનાની વાત કરીએ છીએ તે આજથી લગભગ ત્રણુસો વરસ પહેલાંની વાત છે. તે વખતે ત્રિપુરા સ્વતંત્ર હતું અને

ચટ્ટગામ ત્રિપુરાના તાબામાં હતું. આરાકાન ચટ્ટગામની જોડાજોડ છે. આરાકાનનો રાજા રહી રહીને ચટ્ટગ્રામ ઉપર હલ્લો કરતો. એથી આરાકાનની સાથે ત્રિપુરાને વખતો વખત ઝઘડો થતો.

અમરમાણિક્યની સાથે આરાકાનના રાજાને હમણાં આવો એક ઝઘડો થયો હતો. લડાઈનો સંભવ જોઈ ઇન્દ્રકુમારે લડાઈમાં જવાની માગણી કરી હતી. રાજાએ બહુ વિચાર કરી છેવટે તેને રજા આપી.

ત્રણે ભાઈઓ પાંચ પાંચ હજારનું મળી કુલ પંદર હજારનું લશ્કર લઈ ચટ્ટગ્રામ તરફ ચાલ્યા. ઈશાખાં સેનાપતિ થઈને ગયો.

કર્ણફૂલી નદીને પશ્ચિમ કિનારે તંબુ તણાયા. આરાકાનનું લશ્કર કેટલુંક નદીની આ તરફ અને કેટલુંક પેલી તરફ હતું. આરાકાનનો રાજા થોડા લશ્કર સાથે નદીના સામે કિનારે હતો. અને એનું બાવીસ હજારનું લશ્કર લડવા માટે તૈયાર થઈ હુમલાની રાહ જોતું નદીના પશ્ચિમ કિનારે પડયું હતું.

યુદ્ધભૂમિ ડુંગરાળ હતી. સામસામા બે ડુંગરો પર બંને પક્ષનાં લશ્કર પડયાં હતાં. બંને પક્ષો જો લડવા આગળ વધે તો વચમાંની તરાઈમાં બંને સૈન્યનો ભેટો થાય. પર્વતની ચારે બાજુ આમળાનાં, બીલીનાં અને શાલનાં વન હતાં. વચમાં વચમાં ગામવાસીઓનાં ખાલી ઘર પડેલાં હતાં—એ લોકો ઘર છોડી નાસી ગયા હતા. વચમાં વચમાં અનાજનાં ખેતર હતાં. પહાડી લોકોએ ત્યાં અનાજ, કપાસ, તરબૂચ, બટાકા બધું ભેગું વાવેલું હતું. વળી કોઈ કોઈ જગાએ ખેડૂતોએ કોઈ કોઈ આખો ડુંગર બાળીને કાળો કરી નાખ્યો હતો—ચોમાસામાં ત્યાં અનાજ વાવવા માટે. જમણી તરફ કર્ણફૂલી નદી—ડાબી તરફ દુર્ગમ પર્વત.

અહીં લગભગ એક અઠવાડિયા લગી બંને સૈન્ય એક બીજાના આક્રમણની રાહ જોતાં બેસી રહ્યાં. ઇન્દ્રકુમાર લડવા માટે અધીરો થઈ ગયો હતો. પરંતુ યુવરાજની ઇચ્છા દુશ્મનોને આગળ વધી હુમલો

કરવા દેવાની હતી. એથી એ વિલંબ કરતો હતો—પરંતુ દુશ્મનોયે ખસવા ઇચ્છતા નહોતા, શાંત પડી રહ્યા હતા. એટલે છેવટે હુમલો કરવાનું જ નક્કી થયું.

આખી રાત હુમલાની તૈયારીઓ ચાલવા લાગી. રાજધરે દરખાસ્ત મૂકી : "મોટાભાઈ, તમે બંને જણ તમારું દશહજારનું લશ્કર લઈ હુમલો કરો. મારા પાંચ હજાર હાથ પર જો રહ્યા, ભીડને વખતે કામ આવશે."

ઇન્દ્રકુમાર હસીને બોલ્યો : "રાજધર આઘો રહેવા ઇચ્છે છે."

યુવરાજ બોલ્યો : "ના, હસવાની વાત નથી. રાજધરની વાત મને બરાબર લાગે છે."

ઈશાખાંએ પણ એમ જ કહ્યું. રાજધરની વાત મંજૂર થઈ.

યુવરાજ અને ઇન્દ્રકુમારનું દશ હજારનું લશ્કર પાંચ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું. દરેક ભાગમાં બે હજારનું સૈન્ય થયું. એકી સાથે શત્રુઓ પર પાંચ જગાએથી હુમલો કરી તેમની વ્યૂહરચના તોડી નાખવાનો પ્રયત્ન કરવો એમ નક્કી થયું. સૌથી પહેલા મોખરામાં ધનુર્ધારીઓ રહ્યા, પછી તલવાર, ભાલા વગેરે લઈને પાયદળ રહ્યું, અને છેવટે ઘોડેસ્વારો કતારબંધ ચાલ્યા.

આરાકાનના મગ સૈનિકોએ એક વિશાળ વાંસવનની પાછળ પોતાની વ્યૂહરચના કરી હતી. પહેલા દિવસના હુમલામાં કંઈ જ થયું નહિ. ત્રિપુરાનું સૈન્ય વ્યૂહભેદ કરી શક્યું નહિ.

: ૭ :

બીજે દિવસે આખો દિવસ નિષ્ફળ લડાઈ થયા પછી રાત જ્યારે મધરાત થઈ—જ્યારે બંને પક્ષના માણસો વિશ્રામ લેતા હતા, એ

પર્વતો પર બે તંબુ હતા, સ્થળે સ્થળે માત્ર એકલાં તાપણાં બળતાં હતાં, શિયાળવાં રણક્ષેત્રમાં કપાઈ પડેલા હાથ, પગ અને મડદાંની વચમાં રહી રહીને એક સાથે ચિત્કાર કરી ઊઠતાં હતાં—તે વખતે તંબુથી બે કોશ દૂર રાજધરે પોતાનાં પાંચ હજારના લશ્કરની મદદ વડે હારબંધ હોડીઓ બાંધી કર્ણફૂલી નદી ઉપર હોડીઓનો પુલ બનાવ્યો. એક મશાલ નહિ, અવાજ નહિ, પુલ ઉપર થઈને ખૂબ સાવચેતીથી લશ્કર નદી પાર કરે છે. નીચે થઈને જેમ અંધારામાં નદીનો પ્રવાહ વહી જાય છે, તેવી જ રીતે ઉપર થઈને માણસોનો પ્રવાહ, અવિરત વહ્યો જાય છે.

નદીમાં ભાઠું પડેલું છે. સામી પાર પહાડની દુર્ગમ દિવાલ પર લશ્કર મહા મુસિબતે ચડે છે. રાજધરને સેનાપતિ ઇશાખાંનો હુકમ હતો કે રાજધરે રાત્રે પોતાના લશ્કરને લઈને નદીના પ્રવાહમાં ઉત્તર તરફ જવું—અને કિનારે ઊતરી દુશ્મન લશ્કરની પૂંઠળના ભાગમાં સંતાઈ રહેવું. સવારે યુવરાજ અને ઇન્દ્રકુમાર સામેથી હુમલો કરે—દુશ્મનો યુદ્ધમાં થાકયા પછી સંકેત મળતાં રાજધરે ઓચિંતાં પાછળથી હુમલો કરવો. એટલા જ માટે આટલી બધી હોડીઓનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. પરંતુ રાજધરે ઇશાખાંનો હુકમ કયાં પાળ્યો? એ તો લશ્કર લઈને નદીની સામી પાર ઊતરી પડયો. તેણે વળી એક યુક્તિ પણ કરી હતી, પરંતુ કોઈને તેણે કશું જ કહ્યું નહિ. મૂંગો મૂંગો આરાકાનના રાજાના તંબુ તરફ ચાલ્યો. ચોતરફ પર્વત ને વચમાં તરાઈ, એની વચમાં હતો રાજાનો તંબુ. તંબુમાં નિશ્ચિંત મને સૌ ઊંઘતાં હતાં. વચમાં વચમાં અગ્નિની જ્વાળા જોઈ દૂરથી તંબુ કયાં આવ્યો તે સમજી શકાતું હતું. પર્વતની ઉપર થઈને મોટાં મોટાં વનની અંદર થઈને રાજધરનું પાંચ હજારનું લશ્કર ખૂબ સાવચેતીપૂર્વક તરાઈ તરફ ઊતરવા લાગ્યું—ચોમાસામાં જેમ પર્વતના આખા શરીર પરથી ઝાડનાં મૂળિયાં ધોઈ ડહોળાયેલો જળપ્રવાહ ઊતરે તેમ પાંચ હજાર માનવી,

પાંચ હજાર તલવાર, અંધકારમાં થઈને, ઝાડની નીચે થઈને હજાર રસ્તે વાંકોચૂંકી જાણે નીચાણ તરફ ઝરી પડવા લાગી. નહિ કંઈ અવાજ, માત્ર ધીમી ગતિ. એકાએક પાંચ હજાર સૈનિકોની ભીષણ ચીસ ઊઠી—નાનકડો તંબુ જાણે ચીરાઈ ગયો—અને એની અંદરથી માણસો શોર-બકોર કરતા બહાર નીકળી પડ્યા. કોઈએ ધાર્યું ખરાબ સ્વપ્નું આવ્યું, કોઈએ ધાર્યું ભૂતપ્રેતનો ઉત્પાત છે, કોઈ વળી કંઈ જ ધારી શક્યું નહિ.

રાજા વગર રક્તપાતે કેદી થયો.

રાજા બોલ્યો : " મને કેદ કરવાથી કે મારો વધ કરવાથી લડાઈનો અંત આવવાનો નથી. હું કેદી બનતાં જ સૈનિકો મારા ભાઈ હામચુપાનુને રાજા બનાવશે, અને લડાઈ જેમ ચાલતી હતી તેમ જ ચાલ્યા કરશે. તે કરતાં તો હું પરાજય સ્વીકારી લઈ સંધિપત્ર લખી આપું છું, મારાં બંધન છોડી નાખો. "

રાજધરે એ કબૂલ કર્યું. આરાકાનના રાજાએ પરાજયનો સ્વીકાર કરી સંધિપત્ર લખી આપ્યું, અને એક હાથીદાંતનો બનાવેલો મુગટ, પાંચ સાત મણિપુરી ઘોડા અને ત્રણ મોટા હાથી ભેટ આપ્યા. આવી બધી વ્યવસ્થા કરવામાં જ પ્રભાત થઈ ગયું—દિવસ ઊગી ગયો. લાંબી રાતે બધું જાણે ભૂતનો ઉપદ્રવ હોય એવું લાગ્યું હતું, પણ દિવસના અજવાળામાં આરાકાનના લશ્કરને પોતાનું અપમાન સ્પષ્ટ લાગવા માંડ્યું. ચોતરફ મોટા મોટા પહાડ હજાર આંખો કરી તેમની સામે જાણે મીટ માંડી જોઈ રહ્યા હતા.

રાજધરે આરાકાનના રાજાને કહ્યું : " હવે વિલંબ નહિ ચાલે—એકદમ યુદ્ધ બંધ કરવાનો હુકમ તમારા સેનાપતિ પર મોકલી આપો. પેલી તરફ અત્યારે ઘોર યુદ્ધ મચી ગયું છે. "

થોડાક સૈનિકોની સાથે દૂતને આજ્ઞાપત્ર આપી મોકલવામાં આવ્યો.

: ૮ :

વહેલી સવારે અંધારું પડતાં ન પડતાં, યુવરાજ અને ઇન્દ્રકુમાર બે બાજુ, પશ્ચિમમાં અને પૂર્વમાં મગ લોકો પર આક્રમણ કરવા ધસ્યા. લશ્કર ઓછું હોવા વિષે રૂપનારાયણ હાજરી બબડાટ કરતો હતો—કહેતો હતો કે બીજા પાંચ હજાર લાવ્યા હોત તો ફિકર નહોતી.

ઇન્દ્રકુમાર બોલ્યો: "ઇશ્વરની કૃપા હશે કે આ થોડા જ લશ્કરથી જીતીશું, અને જો નહિ હોય તો દુઃખ આપણા જ માથા પર છો પડતું, ત્રિપુરાવાસી જેટલા ઓછા મરે તેટલું સારું. પરંતુ શંકરની કૃપાથી આજે આપણે જીતવાના જ."

આમ કહી હર બોમ બોમનો ઘોષ કરી તલવાર ભાલો લઈ ઘોડે ચડી તે દુશ્મનોની સામે ધસ્યો—એનો પ્રબળ ઉત્સાહ તેના સૈનિકોમાં વ્યાપી ગયો. ઉનાળામાં દક્ષિણના પવનથી ઘાસની ગંજી પર થઇને આગ ધસે તેમ એનું સૈન્ય દોડવા લાગ્યું. કોઈજ તેનો વેગ ખાળી શક્યું નહિ. શત્રુઓનો મોરચો છિન્નભિન્ન થઈ ગયો. હાથોહાથનું યુદ્ધ શરૂ થઈ ગયું. માણસનાં માથાં અને ધડ વાઢેલા અનાજ જેમ ખેતરમાં જઇને પડવા લાગ્યાં. ઇન્દ્રકુમારનો ઘોડો ઘવાઇને પડ્યો. તે પણ જમીન પર પડી ગયો. તે મરાયા એવી બૂમ પડી. એક ઝાટકે એક મગ ઘોડે-સ્વારને ભોંય પાડી દઈ ઇન્દ્રકુમાર એકદમ એના ઘોડા પર ચઢી બેઠો. પેંગડા ઉપર ઊભો રહીને પોતાની લોહિયાળ તલવાર આકાશમાં સૂર્યના અજવાળામાં ઊંચી કરી તે વજ્ર સ્વરે બૂમ પાડી ઊઠ્યો: "હર હર બોમ બોમ!"

યુદ્ધનો દાવાનળ બમણા જોરથી ભભૂકી ઊઠ્યો. આ બધું જોઈ મગ લોકોના ડાબી બાજુના મોરચાના સૈનિકોએ હુમલાની રાહ જોવા થોભ્યા વગર એકદમ બહાર નીકળી આવી યુવરાજના લશ્કર ઉપર ધસારો કર્યો. યુવરાજના સૈનિકોએ ઓચિંતો આવો હલ્લો થશે એવું ધારેલું નહિ.

તેઓ પલકમાં અસ્તવ્યસ્ત થઈ ગયા. તેમના પોતાના જ ઘોડા તેમના જ પદાતિઓની ઉપર પડયા. કોણે કઈ તરફ જવું તેનુંયે કંઈ ઠેકાણું રહ્યું નહિ. ઈશાંખાં અને યુવરાજે અપૂર્વ હિંમતથી સૈનિકોને કાબુમાં લાવવા તનતોડ મહેનત કરી, પરંતુ તેમાં કોઈ રીતે તેઓ સફળ થઈ શક્યા નહિ. પાસે જ રાજધરનું લશ્કર છુપાયેલું છે ધારી સંકેત રૂપે ફરી ફરીને તેમણે રણશિંગુ ફૂંક્યું, પરંતુ રાજધરના સૈન્યનું કંઈ ચિહ્ન દેખાયું નહિ.

ઈશાખાં બોલ્યો : "એને બોલાવવો નકામો છે. એ શિયાળવું દિવસે બોડમાંથી બહાર નહિ નીકળે."

ઈશાખાં ઘોડા પરથી જમીન પર કૂદી પડ્યો. પશ્ચિમ તરફ મુખ કરી ઝટપટ નમાજ પઢી લીધી. હવે તે મરવાને માટે તૈયાર થઈ 'મરણિયો' થઈ લડવા લાગ્યો. ચારે તરફ મૃત્યુ જેમ તેને ઘેરવા લાગ્યું, તેમ અદમ્ય યૌવન જાણે એના દેહમાં પાછું આવવા લાગ્યું.

એવામાં ઈન્દ્રકુમાર શત્રુઓની એક ફોજને પૂરેપૂરી જીતી પાછો આવ્યો. આવીને જોયું તો યુવરાજના ઘોડેસ્વાર સૈનિકો છિન્નભિન્ન થઈ ભાગી જતા હતા. તેણે તરત તેમને પાછા વાળ્યા, અને વીજળીવેગે યુવરાજની મદદમાં આવ્યો, પરંતુ એ અવ્યવસ્થામાં કંઈ જ પત્તો લાગ્યો નહિ. વંટોળિયામાં રણની ધૂળ જેમ ચકર ચકર ફરે તેમ તરાઈમાં યુદ્ધ ઘુમરાવા લાગ્યું. રાજધરની મદદ મેળવવા માટે ફરીફરીને રણશિંગુ વાગવા લાગ્યું, પરંતુ તેનો કંઈ જવાબ મળ્યો નહિ.

એકાએક જાણે કે મંત્રબળે બધું શાંત થઈ ગયું, જે જ્યાં ઊભું હતું ત્યાં સ્થિર થઈ રહ્યું હતું—ઘવાયેલાની ચીસો અને ઘોડાની હણહણાટી સિવાય બીજો કોઈ શબ્દ સંભળાતો બંધ થઈ ગયો. સંધિની નિશાન લઈને લોકો આવ્યા છે. મગ લોકોના રાજાએ હાર કબૂલ કરી છે. હર હર બોમ બોમ શબ્દે આકાશ તૂટી પડવા લાગ્યું. મગ સૈનિકો નવાઈ પામી એકબીજાના મોં સામે જોવા લાગ્યા.

: ૯ :

રાજધર જ્યારે વિજયની ભેટ સોગાદો લઈને આવ્યો, ત્યારે તેના મોં પર એટલું હાસ્ય હતું કે એની ઝીણી આંખો બિંદુ જેવી થઈને ટમ ટમ થવા લાગી. હાથીદાંતનો મુગટ બહાર કાઢી ઇન્દ્રકુમારને બતાવી એ બોલ્યો : "આ જુઓ, યુદ્ધની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈને હું આ ઇનામ જીત્યો છું."

ઇન્દ્રકુમાર ગુસ્સે થઈને બોલ્યો : 'યુદ્ધ? યુદ્ધ તું ક્યાં લડ્યો છે તે? આ ઇનામ તારું નથી. આ મુગટ યુવરાજ પહેરશે.'

રાજધર બોલ્યો : 'હું જીતીને લાવ્યો છું; આ મુગટ હું પહેરવાનો.'

યુવરાજ બોલ્યો : "રાજધર ખરું કહે છે, એ મુગટ રાજધરને જ મળવો જોઈએ."

ઈશાખાંએ ખિજાઈને કહ્યું : 'તું મુગટ પહેરીને દેશમાં જવાનો? તું સેનાપતિના હુકમનો ભંગ કરીને યુદ્ધમાંથી નાસી ગયો હતો, એનું કલંક એક મુગટથી ઢંકાવાનું નથી. તું કોઈ ભાંગેલી હાંડલીનો કાંઠલો પહેરી દેશમાં જા, તને એ ઠીક શોભશે.'

રાજધર બોલ્યો : "ખાં સાહેબ, અત્યારે તો તમારી જીભ ખૂબ જોર કરે છે;—પરંતુ હું ન હોત તો તમે અત્યારે ક્યાં હોત?"

ઇન્દ્રકુમાર બોલ્યો : "ગમે ત્યાં હોત, પણ રણક્ષેત્ર છોડી દરમાં છુપાઈ રહેત નહિ."

યુવરાજ બોલ્યો : "ઇન્દ્રકુમાર, તું ખોટું બોલે છે, સાચું કહેતાં શરમ શી?—રાજધર ન હોત તો આજે આપણે મુશીબતમાં હોત."

ઇન્દ્રકુમાર બોલ્યો : "રાજધર ન હોત તો આજે આપણને કશીયે મુશીબત ન હોત. રાજધર ન હોત તો આ મુગટ હું યુદ્ધ કરીને લાવત.—રાજધર ચોરી કરીને લાવ્યો છે. મોટાભાઈ, આ મુગટ લાવીને હું તમને પહેરાવી દેત—જાતે ન પહેરત."

યુવરાજે મુગટ હાથમાં લઈ રાજધરને કહ્યું : "ભાઈ, આજે તારી જ જીત થઈ છે. તું ન હોત તો સૈનિકોની તાણને લીધે અમારું કોણ જાણે શું થાત!"

આમ કહી એણે રાજધરના માથા પર મુગટ પહેરાવી દીધો.

ઇન્દ્રકુમારની છાતી જાણે ચીરાઈ ગઈ—તે રૂંધાતે અવાજે બોલ્યો : "મોટાભાઈ, રાજધરે શિયાળની પેઠે ગુપચુપ ચોરી કરી આ રાજમુગટ મેળવ્યો છે. અને હું જીવસટોસટ લડ્યો છતાં, તમારા મુખમાંથી પ્રશંસાનો એક શબ્દ પણ મને સાંભળવા મળતો નથી. તમે કહ્યુંને કે રાજધર ન હોત તો કોઈ તમને મુસીબતમાંથી બચાવી શકત નહિ. કેમ, મેં સવારથી સાંજ લગી તમારી આંખો આગળ યુદ્ધ કર્યું નથી?—હું શું યુદ્ધ છોડી નાસી ગયો હતો?—મેં શું કદી ડરપોકપણું દેખાડ્યું છે? હું શું શત્રુદળને છિન્નભિન્ન કરી નાખી તમારી મદદમાં દોડી આવ્યો નથી? શું જોઈને તમે કહ્યું કે તમારા પરમ સ્નેહપાત્ર રાજધર સિવાય કોઈ તમને મુશીબતમાંથી બચાવી શકત નહિ?"

યુવરાજ ખૂબ ગુસ્સે થઈને બોલ્યો : "હું મારી પોતાની મુશીબતની વાત નથી કરતો—"

વાક્ય પૂરું થાય ન થાય તે પહેલાં તો ઇન્દ્રકુમાર રીસમાં ત્યાંથી બહાર નીકળી ગયો.

ઇશાખાંએ યુવરાજને કહ્યું : "યુવરાજ, આ મુગટ કોઈનેયે

આપવાનો તમને અધિકાર નથી. હું સેનાપતિ છું, એ મુગટ હું જેને આપું તેનો જ એ બનશે."

આમ કહી ઇશાખાં રાજધરના માથા પરથી મુગટ લઈ યુવરાજના માથા પર મૂકવા ગયા.

યુવરાજ સરકી જઈ બોલ્યો : "ના, હું એ નહિ સ્વીકારી શકું."

ઇશાખાં બોલ્યો : "તો રહ્યું. આ મુગટ કોઈનેયે નહિ મળે."

આમ કહી તેણે પગની લાત મારી મુગટ કર્ણફૂલી નદીના પાણીમાં નાખી દીધો; ને કહ્યું : "રાજધરે યુદ્ધના નિયમનો ભંગ કર્યો છે—રાજધરને સજા થવી જોઈએ."

: ૧૦ :

ઇન્દ્રકુમાર પોતાનું તમામ લશ્કર લઈ ઘવાયેલા હૃદયે તંબુમાંથી જતો રહ્યો. યુદ્ધ પુરું થઈ ગયું છે. ત્રિપુરાના સૈનિકો તંબુ ઉપાડી દેશમાં પાછા ફરવાની તૈયારીઓ કરી રહ્યા છે. એવામાં એક અકસ્માત થયો.

ઇશાખાંએ જ્યારે મુગટ ખૂંચવી લીધો, ત્યારે રાજધન મનમાં મનમાં બોલ્યો : "હું ન હોઉં તો તમે કેવી રીતે જીવતા રહો છો એ હવે જોઈશ."

બીજે દિવસે રાજધરે છૂપી રીતે આરાકાનના રાજાના તંબુમાં એક કાગળ મોકલી દીધો. એ પત્રમાં તેણે ત્રિપુરાના લશ્કરમાં ફાટફૂટ પડી છે એવા ખબર આપી આરાકાનવાસીઓને લડાઈનું નિમંત્રણ આપ્યું.

ઇન્દ્રકુમાર જ્યારે છૂટો પડી લશ્કર લઈને સ્વદેશને રસ્તે ખૂબ દૂર નીકળી ગયો હતો અને યુવરાજના સૈનિકો તંબુ ઉઠાવી ઘર તરફ નીકળવાની તૈયારીમાં હતા, ત્યારે એકાએક મગ લોકોએ પાછળથી હુમલો કર્યો—રાજધર પોતાનું લશ્કર લઈને ક્યાં સરકી ગયો એનો કોઈને પત્તો લાગ્યો નહિ.

યુવરાજનું યુદ્ધમાં બચેલું ત્રણ હજારનું લશ્કર તેના કરતાં લગભગ ચારગણા મગ લશ્કરથી ઓચિંતુ ઘેરાઈ ગયું. ઇશાખાંએ યુવરાજને કહ્યું : " આજે હવે બચવા આરો નથી. યુદ્ધનો ભાર મારા માથા પર નાખી તમે નાસી છૂટો. "

યુવરાજ દૃઢ સ્વરે બોલ્યો : " નાસી જઈને પણ એક દિવસ મરવાનું છે. ' પછી ચારે બાજુ નજર નાખીને તે બોલ્યો: " અને નાસું પણ ક્યાં ? અહીં મરવાની જેવી સગવડ છે તેવી નાસી જવાની નથી. હે ઈશ્વર, જેવી તારી ઇચ્છા ! "

ઇશાખાં બોલ્યો : " તો ચાલો, આજે આપણે ધામધૂમપૂર્વક મરીએ. "

આમ કહી ઘેરી વળેલા શત્રુ સૈન્યનો એક નબળો ભાગ જોઈ લઈ તેણે તમામ લશ્કર વીજળી વેગે તે તરફ છોડી દીધું. નાસવાનો રસ્તો બંધ જોઈને સૈનિકો ગાંડાની પેઠે લડવા લાગ્યા. ઇશાખાંએ બે હાથમાં બે તલવાર લીધી—એની ચારે બાજુ કોઈ જ ઊભું રહી શકયું નહિ. રણક્ષેત્રમાં એક તરફ એક નાનો વહેળો વહેતો હતો, એનું પાણી લોહીથી લાલ બની ગયું.

ઇશાખાં શત્રુનો વ્યૂહ તોડી ફોડી લડતો લડતો પર્વતના શિખર સુધી પહોંચી ગયો હતો, એવામાં એક તીરથી એની છાતી વીંધાઈ ગઈ. તે અલ્લાનું નામ લઈ ઘોડા પરથી પડી ગયો.

યુવરાજને સાથળમાં એક તીર, પીઠે એક તીર અને એના વાહન હાથીની અંબાડીમાં એક તીર લાગ્યું હતું. માવત ઘવાઈને પડી ગયો હતો. હાથી રણક્ષેત્ર છોડી પાગલની જેમ નાસવા લાગ્યો. યુવરાજે તેને પાછો વાળવા ઘણું કર્યું, પણ તે વળ્યો નહિ. છેવટે તે વેદના અને રક્તપાતથી દુર્બલ બની, યુદ્ધક્ષેત્રથી ઘણે દૂર કર્ણફૂલી નદીને કાંઠે હાથીની પીઠ પરથી મૂર્છિત થઈને પડી ગયો.

: ૧૧ :

આજે રાત્રે ચંદ્રમા ઊગ્યો છે. બીજા દિવસોએ રાતે જે લીલા મેદાનમાં ચંદ્રનો પ્રકાશ વિચિત્ર રંગનાં નાનાં નાનાં વગડાઉ ફૂલ ઉપર આવીને પડતો, તે આજે ત્યાં હજાર હજાર માણસોનાં હાથ, પગ, કપાયેલાં માથાં અને શબ ઉપર આવીને પડ્યો છે—સ્ફટિકના જેવા જે સ્વચ્છ વહેળાના પાણીમાં આખી રાત ચંદ્રનું પ્રતિબિંબ નૃત્ય કરતું, તે વહેળાનો પ્રવાહ આજે ઘોડાઓનાં શબોથી લગભગ રૂંધાઈ ગયા જેવો છે—તેનું પાણી લોહીથી લાલ થઈ ગયું છે. પરંતુ દિવસને વખતે, બપોરના તાપમાં જ્યાં મૃત્યુનો ભીષણ ઉત્સવ થતો હતો, ભય, ક્રોધ, નિરાશા અને વેરઝેર હજારો હૃદયમાંથી સતત ઉભરાઈ ઊઠ્યાં હતાં—અસ્ત્રોનો ખણખણ અવાજ, ઉન્માદની ચીસો, ઘવાયેલાઓનો આર્તનાદ, ઘોડાઓની હણેણાટી, અને રણશંખના અવાજથી નીલ આકાશ જાણે વલોવાઈ જતું હતું—ત્યાં રાતે ચંદ્રના અજવાળામાં કેવી અગાધ શાન્તિ! કેવો ઊંડો વિષાદ! મૃત્યુનું નૃત્ય જાણે પૂરું થઈ ગયું છે, માત્ર વિશાળ નાટ્યગૃહની ચારે તરફ ઉત્સવનો ભાંગેલો સરસામાન પડેલો છે. નથી અવાજ, નથી પ્રાણ, નથી ચેતના, હૃદયના ધબકાર બંધ છે. એક તરફ પર્વતનો લાંબો પડછાયો છે,—બીજી તરફ ચંદ્રમાનું અજવાળું છે. વચમાં વચમાં પાંચ છ મોટાં મોટાં ઝાડ રાક્ષસી માથાં જેવી ડાળડાળીઓ વડે ઘટાટોપ અંધારું કરી શાંત બની ઊભાં છે.

ઇન્દ્રકુમાર યુદ્ધના સમાચાર સાંભળી જ્યારે યુવરાજને ખોળવા આવે છે ત્યારે યુવરાજ કર્ણફૂલી નદીના કિનારે ઘાસની પથારીમાં પડેલો છે. કોઇવાર ખોબામાં પાણી લઈ પીએ છે, તો કોઇવાર તદ્દન મરેલા જેવો થઈ આંખો મીંચી દે છે. દૂર સમુદ્ર ભણીથી પવન આવે છે. કાનની પાસે કલ કલ કરતી નદીનું પાણી વહી જાય છે. કોઈ માણસ નથી. ચારે તરફ નિર્જન પર્વતો ઊભેલા છે—નિર્જન અરણ્ય ખાઉં ખાઉં કરે છે—આકાશમાં એકલો ચંદ્ર છે, ચાંદનીથી અનંત નીલ આકાશ પાંડુવર્ણ થઈ ગયું છે.

એવે વખતે ઇન્દ્રકુમાર જ્યારે ફાટેલા હૃદયે 'મોટાભાઈ' કરીને બૂમ પાડી ઊઠ્યો, ત્યારે આકાશ પાતાળ જાણે થરથરી ઊઠ્યાં. ચંદ્રનારાયણે ચમકીને જાગી 'આવ ભાઈ!' કહી ભેટવા માટે બેઉ હાથ લંબાવ્યા. ઇન્દ્રકુમાર મોટાભાઇના આલિંગનમાં બંધાઈ બાળકની પેઠે રડવા લાગ્યો.

ચંદ્રનારાયણ ધીરે ધીરે બોલ્યો : 'હાશ, બચી ગયો, ભાઈ! તું આવવાનો એ જાણીને જ અત્યાર લગી ગમે તે રીતે પ્રાણ ટકી રહ્યા છે. ઇન્દ્રકુમાર, તું મારા પર રીસે ભરાયો હતો, પણ તારી એ રીસ ન તૂટે તો હું મરી કેમ શકું? આજે ફરી ભેટો થયો, તારો પ્રેમ ફરી મને પાછો મળ્યો—હવે મરવાનું કંઈ દુઃખ નથી."

આમ કહી તેણે બે હાથે તીર ખેંચી કાઢ્યું. લોહીનો ધોધ છૂટયો, તેનું શરીર ઠંડું થતું ગયું—તે મૃદુ સ્વરે બોલ્યો—"મરું છું તેનું દુઃખ નથી, પરંતુ આપણો પરાજય થયો!"

ઇન્દ્રકુમાર રડતો રડતો બોલ્યો: "પરાજય તમારો નથી થયો, મોટાભાઈ, પરાજય મારો થયો છે."

ચન્દ્રનારાયણ ઈશ્વરનું સ્મરણ કરી હાથ જોડી બોલ્યો: "દયાળુ દેવ! જીંદગીની રમત પૂરી કરી લીધી, હવે તારા ખોળામાં આશ્રય આપ."

આમ કહી તેણે આંખો મીંચી.

પશેઢિયે નદીના પશ્ચિમ કિનારે ચંદ્ર જ્યારે નિસ્તેજ થઈ ગયો, ત્યારે ચન્દ્રનારાયણની બીડેલી આંખવાળી મુખછબી પણ નિસ્તેજ થઈ ગઈ. ચંદ્રની સાથે જ તેનું જીવન આથમી ગયું.

: ૧૨ :

વિજયી મગ સૈન્યે આખું ચટ્ટગ્રામ ત્રિપુરાની પાસેથી ખૂંચવી લીધું, અને ત્રિપુરાની રાજધાની ઉદયપુર સુધી લૂંટ ચલાવી.

અમરમાણિક્ય દેવઘાટ નાસી ગયો અને અપમાનથી આત્મહત્યા કરીને મર્યો. ઇન્દ્રકુમાર મગલોકોની સાથે લડતાં જ પડયો—જીવન અને કલંક લઈ દેશમાં પાછા આવવાની એને ઇચ્છા જ નહોતી.

રાજધરે રાજા થઈ માત્ર ત્રણ જ વર્ષ રાજ ચલાવ્યું, તે ગોમતીના પાણીમાં ડૂબી ગયો.

ઇન્દ્રકુમાર જ્યારે યુદ્ધમાં ગયો, ત્યારે તેની સ્ત્રી ગર્ભવતી હતી, તેનો જ પુત્ર કલ્યાણમાણિક્ય રાજધરના મૃત્યુ પછી રાજા થયો. તે પિતાના જેવો વીર હતો. જ્યારે બાદશાહ શાહજહાનના લશ્કરે ત્રિપુરા પર ચડાઈ કરી ત્યારે કલ્યાણમાણિક્યે તેને હરાવી કાઢ્યું હતું.

# જયકાલી

એક દિવસ સવારે રસ્તા પર ઊભો ઊભો એક છોકરો બીજા છોકરાની સાથે એક ભારે સાહસ વિષે હોડ બકતો હતો. મંદિરની માધવી લતાનાં ફૂલ લાવી શકવા વિષે એ વાદવિવાદ હતો.

એક છોકરાએ કહ્યું : 'હું ફૂલ લાવી દઉં.'

બીજો કહેતો હતો : 'લાવ્યા, લાવ્યા !'

કામ લાગે છે બહુ સહેલું, પણ કરવા જતાં સહેલું નથી. એ સમજાવવા માટે જરા વિસ્તારથી કહેવાની આવશ્યકતા છે.

સ્વર્ગસ્થ માધવચંદ્ર તર્કવાચસ્પતિની વિધવા પત્ની જયકાલી દેવી આ રાધાનાથજીના મંદિરની અધિકારિણી હતી.

જયકાલી શરીરે સ્થૂલ, ને સશક્ત હતી. તેની નાસિકા તીક્ષ્ણ હતી ને બુદ્ધિ પ્રખર હતી. તેના સ્વામીના હયાતીકાળમાં મંદિરની સંપત્તિ નાશ પામવા બેઠી હતી. વિધવાએ તેનું તમામ લેણું વસુલ કરી, ઘરબાર ખેતરવાડીની જમીનની સીમાસરહદ ચોક્કસ કરી, કબજો ભોગવટો પાકો કરી લીધો. એના હકની એક પાઇ પણ કોઈ એને મળતી અટકાવી શકે નહિ એવી સ્થિતિ આવી ગઈ.

આ સ્ત્રીના સ્વભાવમાં વધારે પ્રમાણમાં પુરુષાતનનો અંશ હોવાથી એનું ખરેખરું સોબતી કોઈ હતું નહિ. સ્ત્રીઓ એનાથી બીતી રહેતી. પારકી નિંદા, કે રડારોડ, એનાથી સહન થતી નહોતી. પુરુષો પણ તેનાથી બીતા હતા. કારણકે ગામના જે ભદ્ર પુરુષો સટાકચોરે બેઠા બેઠા આળસમાં દિવસ વીતાવતા, તેમનો માત્ર નીરવ ધિક્કારભર્યા તીક્ષ્ણ કટાક્ષ દ્વારા તિરસ્કાર કરીને તે ચાલી જતી. એ કટાક્ષ એ લોકોની સ્થૂલ જડતાને ભેદીને પણ એમના અંતરમાં પેસી જતો.

પ્રબળપણે તિરસ્કાર કરવાની અને તે તિરસ્કારને પ્રબળપણે પ્રગટ કરવાની અસાધારણ શક્તિ આ પ્રૌઢા વિધવામાં હતી. એની સમજમાં જે ગુનેગાર ઠરે, તેને તે બોલીને કે વગર બોલીને, ભાવમાં કે ભંગીમાં, પૂરેપૂરો દઝાડ્યા વિના રહેતી નહિ.

ગામનાં તમામેતમામ કામકાજમાં, સુખમાં ને દુઃખમાં તેનો હાથ હતો. એવે વખતે તે જરાયે આળસ કરતી નહિ. દરેક જગાએ તે પોતાને માટે માન ભર્યું સ્થાન, વગર પ્રયત્ને, અને ખૂબ સહેલાઈથી કબજે કરી લેતી. જ્યાં તે હાજર હોય, ત્યાં તે જ સૌમાં પ્રધાનપદ ભોગવતી, તે વિષે તેને પોતાને કે ત્યાં હાજર રહેલ કોઈનાયે મનમાં લેશમાત્ર પણ સંદેહ રહેતો નહિ.

માંદાની સેવા કરવામાં તે સિદ્ધ હતી, પરંતુ માંદો માણસ હમેશાં તેનાથી જમની પેઠે બીતો. કારણકે પથ્ય કે નિયમનો જરા સરખો પણ જો ભંગ થયો તો એનો ક્રોધાનલ, રોગના તાપ કરતાં રોગીને વધારે તપાવી નાખતો.

આ તીખા મિજાજની જાડી બાઈ વિધાતાના કઠોર નિયમ–દંડની પેઠે ગામના માથા પર બેઠી હતી. કોઈ તેના પર સ્નેહ રાખવાની કે

તેની અવગણના કરવાની હિંમત કરી શકતું નહિ. ગામના એકે એક માણસની સાથે તેને સંબંધ હતો, તેમ છતાં એનું કોઈ નહોતું, એ એકલી હતી.

વિધવા નિઃસંતાન હતી. પિતા માતા વિનાના એના બે ભત્રિજાઓ એના ઘરમાં ઊછરીને મોટા થતા હતા. કોઈ પુરુષના વાલીપણાના અભાવે ફોઈનાં લાડમાં છોકરા બગડી રહ્યા હતા એવું કોઈ કહી શકે તેમ નથી. મોટા છોકરાની ઉંમર અઢારની થઈ હતી. વચમાં વચમાં એના વિવાહની વાત પણ નીકળતી, અને લગ્ન બંધન વિષે છોકરાનું ચિત્ત પણ સાવ ઉદાસીન નહોતું. પરંતુ ફોઈબા એને લગીરે ટેકો આપતાં નહિ. તેઓ સખતાઈથી કહેતાં: પુલિન પહેલાં કમાવા તો માંડે, પછી વહુ લાવે. ફોઈબાનાં મુખનાં આ કઠોર વેણ સાંભળીને પાડોશીઓનાં હૃદય ચીરાઈ જતાં.

મંદિર એ જયકાલીની સૌથી વહાલી ચીજ હતી. ઠાકુરજીનાં શયન, વસ્ત્રપરિધાન, સ્નાન આહાર વગેરેમાં રજમાત્ર પણ ચૂક કદી થતી નહિ. બે બ્રાહ્મણો પૂજન કરવા આવતા. દેવીના કરતાં તેઓ આ એક વિધવાથી વધારે બીતા. પહેલાં એક વખત એવો પણ હતો, જ્યારે દેવતાને એમનો નેક પૂરો પહોંચતો નહિ. પરંતુ આજકાલ જયકાલીના અમલમાં પૂજાનો સોળેસોળ આની ભાગ ઠાકુરજીના ભોગમાં વપરાય છે.

વિધવાની દેખરેખના પ્રતાપે મંદિરનું આંગણું એવું સાફ રહેતું હતું કે જોતાં છીંક આવે—ક્યાંયે એક તણુખલું જોવા ન મળે! એક તરફ માંચડાને વળગીને માધવીલતા ઊગી હતી, તેનાં સૂકાં પાંદડાં ખરતાં વેંત જ જયકાલી તે વીણી લઈ બહાર ફેંકી આવતી. મંદિરની

સંપૂર્ણ સ્વચ્છતા અને પવિત્રતામાં જરા સરખો પણ વ્યક્તિક્રમ થાય તો વિધવા તે સહન જ કરી શકતી નહિ.

પહેલાં, મહોલ્લાના છોકરાઓ, સંતાકૂકડી રમવાને બહાને આ આંગણાના ખૂણામાં સંતાઈ જતા, અને કોઈ કોઈ વાર તો રસ્તામાંથી બકરીનાં બચ્ચાં આવીને માધવીલતાનાં છાલ પાંદડાં પણ ખાવા મંડી જતાં. હવે એવું બનવાનો સંભવ જ નહોતો. તહેવારના દિવસ સિવાય બીજા કોઈપણ દિવસે છોકરાઓ આંગણામાં પ્રવેશ કરી શકતા નહિ, અને ભૂખ્યાં બકરીનાં બચ્ચાંને લાકડીનો માર ખાઈને જ બારણા આગળથી, બેં બેં કરી, પોતાની બકરી માને બૂમ પાડી પાછું ફરવું પડતું.

માંસાહારી માણસ ગમે તેવો નિકટનો સગો હોય તોપણ મંદિરના આંગણામાં પગ દઈ શકતો નહિ. જયકાલીના એક બનેવી હતા. બબરચીના હાથે પકાવેલું ખાવાનું એમને બહુ ભાવતું. એક વખત અહીં આવવાનું થતાં, સગપણના દાવે તેમણે મંદિરના આંગણામાં પગ મૂક્યો કે જયકાલીએ તરત જ એમને અંદર આવવાની મના ફરમાવી દીધી. આથી તો બહેનની સાથેનો સંબંધ હમેશને માટે કપાઈ જાય એવું થયું હતું. આ મંદિર સંબંધી, જયકાલી એટલી બધી વધારે પડતી, ને અમથી અમથી ચિંતા કર્યા કરતી હતી કે સાધારણ માણસને તો ઘણું ખરું વાયડાઈ જેવું જ લાગે.

જયકાલી બીજે બધે ઊંચું માથું રાખીને ફરતી, કોઈથી દબતી નહિ, ને કઠોર દેખાતી, પણ આ મંદિરમાં તેણે સંપૂર્ણ ભાવે આત્મ-સમર્પણ કર્યું હતું. આ મૂર્તિની આગળ તે પૂરેપૂરી માતા હતી, પત્ની હતી, દાસી હતી; અહીં તે અતિશય નમ્ર અને કોમલ હતી. આ પથ્થરનું મંદિર અને પથ્થરની મૂર્તિ આગળ તેનો છૂપો નારીસ્વભાવ

પ્રગટ થતો, અને કૃતાર્થતા અનુભવતો. આ જ તેનો પતિ હતો, પુત્ર હતો, તેનો સઘળો સંસાર હતો.

આ પરથી વાચકોને સમજાશે કે જે છોકરાએ મંદિરના આંગણામાંથી માધવીનાં ફૂલ તોડી લાવવાની હોડ બકી હતી, એની હિંમત કેવી હોવી જોઈએ! એ જયકાલીનો નાનો ભત્રિજો નલિન હતો. પોતાની ફોઈને એ બરાબર ઓળખતો હતો, તોપણ તેનો તોફાની સ્વભાવ ગયો નહોતો. જ્યાં જોખમ દેખે ત્યાં એનું મન ખેંચાતું જ અને જ્યાં કાયદો દેખે ત્યાં તેનું ઉલ્લંઘન કરવા એનું મન ચંચળ બની જતું! લોકો એવી વાતો કરે છે કે નાનપણમાં એની ફોઈનો પણ આવો જ સ્વભાવ હતો.

જયકાલી, તે વખતે, માતૃસ્નેહથી ભરપૂર ભક્તિભાવપૂર્વક ભગવાનની સામે દૃષ્ટિ સ્થિર કરીને ઊમરામાં બેઠી બેઠી એકચિત્તે માળા ફેરવતી હતી.

છોકરો ગુપચુપ પાછળથી આવી માધવીની નીચે ઊભો રહ્યો. નીચેની ડાળીઓનાં ફૂલ બધાંયે પૂજા માટે ચૂંટાઈ ગયાં હતાં. ધીરેધીરે, ખૂબ સાવચેતીપૂર્વક તે માંચડા ઉપર ચડ્યો. ઊંચી ડાળીએ એક બે ઊઘડું ઊઘડું થતી કળીઓ જોઈ, જેવો તે, શરીર અને હાથ લંબાવી ચૂંટવા જતો હતો, તેવો જ, તેના ભારથી માંચડો કડડડ કરતો તૂટી પડ્યો. લતા અને છોકરો બંને એકી સાથે જમીન પર પડી ગયાં.

જયકાલીએ એકદમ દોડી આવી પોતાના ભત્રિજાનું પરાક્રમ નિહાળ્યું. જોરથી તેનો હાથ પકડી તેણે તેને ઊભો કર્યો. તેને સારી પેઠે વાગ્યું હતું—પરંતુ એ વાગવાને સજા કહી શકાય નહિ. કારણકે તે અજાણે, ખ્યાલ બહાર વાગેલું છે. તેથી પડેલા છોકરાના દુખતા શરીર પર જયકાલીના હાથની ભાનપૂર્વકની સજા ધોધમાર વરસવા લાગી.

નલિન આંખની પાંપણો પણ ભીની કર્યા વગર મૂંગો મૂંગો સહન કરી રહ્યો. પછી તેની ફોઇએ તેને ઢસડીને એક ઓરડામાં પૂરી દીધો. તે સાંજના એના વાળુની મના ફરમાવવામાં આવી.

વાળુ બંધ થયાનું સાંભળી દાસી મોક્ષદા કાતર કંઠે આંખોમાં છલછલ પાણી લાવી, છોકરાને ક્ષમા કરવાનું કહેવા લાગી. પણ જયકાલીનું હૃદય પીગળ્યું નહિ.

જયકાલીની જાણ બહાર છૂપી રીતે ભૂખ્યા છોકરાને કોઈ ખાવાનું આપે એવી હિંમત આ ઘરમાં કોઈની નહોતી.

માંચડો ઊભો કરવા માટે માણસને બોલાવવાનો બંદોબસ્ત કરી, જયકાલી ફરી, માળા હાથમાં લઈ ઊમરામાં આવી બેઠી. મોક્ષદા થોડી વાર પછી બીતી બીતી, તેની પાસે આવી બોલી : 'ઠાકુરમા, કાકાબાબુ ભૂખથી રૂવે છે, તેમને જરા દૂધ આણી દઉં ?'

જયકાલીએ જરા પણ વિચલિત થયા વગર જવાબ દીધો : 'ના.'

મોક્ષદા પાછી વળી.

પાસેના ઘરના ઓરડામાં નલિનનું કરુણ રૂદન ધીમે ધીમે ભીષણ ક્રોધ ગર્જનામાં ફેરવાઈ ગયું. છેવટે, બહુવાર પછી, તે થાકના નિસાસા નાખવા લાગ્યો. તેનો અવાજ, રહી રહીને જપ કરવા બેઠેલી ફોઇના કાનમાં પહોંચવા લાગ્યો.

નલિનનો અવાજ જ્યારે છેક જ થાકી ગયો અને આવતો બંધ થવા માંડ્યો, ત્યારે એક બીજા જીવની ભયભીત ચીસ બાજુમાં સંભળાવા લાગી, અને એની સાથે દોડતા માણસોના ભીષણ બૂમરાણનો અવાજ ભળતાં, મંદિરની આગળના રસ્તામાં એક ભયંકર કોલાહલ જામી ગયો.

ઓચિંતાનો આંગણામાં કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો.

જયકાલીએ પાછા ફરીને જોયું તો આખીયે માધવીલતા ઊંચી નીચી થઈ રહી હતી.

તેણે ક્રોધથી બૂમ પાડી : 'નલિન!'

કોઈએ જવાબ દીધો નહિ. તે સમજી કે તોફાની નલિન કેદખાનામાંથી કોઈ રીતે નાસી છૂટીને તેને હેરાન કરવા આવ્યો છે!

એટલે અત્યંત કઠોર ભાવે હોઠ દાબતી વિધવા જયકાલી આંગણામાં ઊતરી આવી.

લતામંડપ આગળ આવીને ફરી તેણે બૂમ મારી : 'નલિન!'

જવાબ મળ્યો નહિ.

ડાળી ઊંચી કરીને જોયું તો એક અત્યંત ગંદુ ભુંડ જીવ બચાવવા અંદર સંતાઈ ગયું હતું.

જે લતામંડપ આ ઈંટોની દિવાલોની અંદર વૃંદાવનનું જ નાનકડું સ્વરૂપ હતો, જેનાં ખીલેલાં ફૂલોની સુગંધ ગોપીઓના સુગંધમય નિઃશ્વાસની યાદ દેવડાવતી હતી, અને કાલિન્દીને કાંઠે આવેલા ઉપવનોના સૌન્દર્યનાં સ્વપ્નાંને જાગૃત કરતી હતી, તે લતામંડપમાં, વિધવા જયકાલીના એ પ્રાણથી પણ પ્રિય અતિપવિત્ર નંદનવનમાં, અકસ્માત્ આ ભયંકર બનાવ બની ગયો!

પુજારી બ્રાહ્મણ હાથમાં લાઠી લઈને ભુંડને હાંકી કાઢવા આવ્યો.

જયકાલીએ તરત જ દોડી આવી તેને મના કરી, અને એકદમ દોડીને મંદિરમાં ભરાઈ જઈ તેણે અંદરથી બારણું બંધ કરી દીધું.

થોડીવારમાં જ, દારૂમાં ચકચૂર ડોમ લોકોનું એક ટોળું મંદિરના બારણા આગળ આવી ઊભું, અને માતાના બલિનું પશુ સોંપી દેવા બૂમો પાડવા લાગ્યું.

જયકાલી બંધ બારણાની પાછળ રહીને બોલી: 'જાઓ, ઘેર જાઓ! મારું મંદિર અપવિત્ર કરવાનું નથી!'

ડોમ લોકો પાછા ગયા. વિધવા જયકાલી પોતાના રાધાનાથજીના મંદિરમાં અપવિત્ર પશુને આશરો આપે એ વાત, લગભગ નજરે જોવા છતાં પણ તેમના માન્યામાં આવી નહિ.

# સાક્ષી

ડાક્તર જ્યારે આશા છોડીને ગયા ત્યારે ગુરુચરણના ભાઈ રામકાનાઈએ રોગીની પાસે જઈને ધીરે ધીરે કહ્યું : ' દાદા, જો તમારે વીલ કરવું હોય તો કહો. '

ગુરુચરણે ક્ષીણ સ્વરે કહ્યું : ' હું બોલું છું, તું લખી લે. '

રામકાનાઈ કાગળ કલમ લઈને તૈયાર થયો.

ગુરુચરણ બોલતો ગયો : ' મારી સ્થાવરજંગમ તમામ માલમિલકત હું મારી ધર્મપત્ની શ્રીમતી વરદાસુંદરીને આપી જાઉં છું. '

રામકાનાઈએ એ પ્રમાણે લખ્યું, પરંતુ લખતાં તેની કલમ ચાલતી નહોતી. તેના મનમાં એવી ભારે આશા હતી કે પોતાનો એકનો એક દીકરો નવદ્વીપ, નિઃસંતાન કાકાની તમામ માલમિલકતનો વારસ થશે. જો કે બંને ભાઈઓ જુદા રહેતા હતા, તોપણ આ આશામાં ને આશામાં નવદ્વીપને તેણે કેમે નોકરી કરવા દીધી નહોતી—વળી વહેલો વહેલો પરણાવી દીધો હતો. તેમ છતાં રામકાનાઈએ એ પ્રમાણે લખ્યું, અને કાગળ સહી કરવા ભાઈના હાથમાં આપ્યો.

ગુરુચરણે નિર્જીવ હાથે સહી કરી—એવી કે એ વાંકીચૂંકી લીટીઓ હતી કે સહી હતી તે કહેવું મુશ્કેલ.

વીલના સમાચાર સાંભળી નવદ્વીપની મા દોડતી આવી. તેણે ભયાનક ધમાલ મચાવી મૂકી. તે બોલી: 'મરતી વખતે માણસની બુદ્ધિ બગડે છે. આવો સોનાનો ભત્રિજો છતે—'

રામકાનાઈ દોડી આવીને બોલ્યો: 'વહુ, તારી તો બુદ્ધિ બગડવાનો હજી વખત થયો નથી, તો તું શું કરવા આમ કરે છે? દાદા ગયા, પણ હું રહ્યો છું. તારે જે કહેવાનું હોય તે ફુરસદે મને કહેજે, અત્યારે એનો વખત નથી.'

નવદ્વીપ સમાચાર સાંભળીને આવ્યો ત્યારે, એના કાકા ગુજરી ગયા હતા. નવદ્વીપ મરનારને ધમકાવતો બોલ્યો: 'જોઉં છું તારા મોંમાં આગ કોણ મૂકે છે!—અને શ્રાદ્ધ શાંતિ કરું તો મારું નામ નવદ્વીપ નહિ.!'

પણ ગુરુચરણ કશું માનતો નહોતો. તે ડફ સાહેબનો ચેલો હતો. શાસ્ત્રના મત મુજબ જે પદાર્થ સૌથી વધારે અખાદ્ય છે તેના જ ઉપર તેને વધારે ભાવ હતો. લોકો એને ખ્રિસ્તી કહેતા તો એ જીભ કાઢીને કહેતો: 'રામ રામ કરો! ખ્રિસ્તી આવો હોય, હું ક્યાં ગોમાંસ ખાઉં છું!'

જીવતાં જેની આવી દશા હતી, તે હમણાં જ મરણ પામ્યો છે એટલામાં પિંડનાશની બીકે જરા પણ ગભરાઈ જાય એ સંભવિત નથી. પરંતુ રૂઢિ અનુસાર એના પર વેર લેવાનો બીજો કોઈ રસ્તો નહોતો. નવદ્વીપને એટલું આશ્વાસન મળ્યું કે કાકો પરલોકમાં પણ જીવતો નહિ થાય.

રામકાનાઈએ વરદા સુંદરીની પાસે જઈને કહ્યું: 'ભાભી, દાદા બધી મિલકત તમને આપી ગયા છે. આ એનું વીલ તિજોરીમાં સાચવીને મૂકો.'

ઘેર જઈને નવદ્વીપની મા રામકાનાઈને વળગી. માલ ભરેલા ગાડા સાથે ખાડામાં પડ્યા પછી, કમનસીબ બળદ, ગાડાવાળાની હજાર આરો ખાઈ કેટલીયેવાર સુધી જેમ નિરૂપાય બની નિશ્ચલભાવે ચોંટી રહે, તેમ રામકાનાઈએ કેટલીયે વાર સુધી મૂંગા મૂંગા બધું સહન કર્યું. છેવટે કાતર કંઠે તેણે કહ્યું : 'એમાં મારો શો વાંક? હું કંઈ દાદા છું?'

નવદ્વીપની મા ચડભડી ઊઠીને બોલી : 'ના, તમે બહુ ભોળા માણસ છો, તમે કશું સમજતા નથી. દાદાએ કહ્યું, લખો, એટલે તમે લખી નાંખ્યું. તમે બધાયે સરખા છો.'

આ તરફ નવદ્વીપે પોતાના બુદ્ધિશાળી દોસ્તોની સાથે ઘણી મસલત ચલાવ્યા પછી માને આવીને કહ્યું : 'કુછ ફિકર નહિ. એ મિલકત મારા હાથમાં આવી જાણ. માત્ર થોડા દિવસ મારા બાપાને અહીંથી બહારગામ કાઢવા પડશે. તેઓ અહીં હશે તો બધી બાજી બગડી જશે.'

નવદ્વીપના બાપાની બુદ્ધિશક્તિ વિષે નવદ્વીપની માને લગીરે શ્રદ્ધા નહોતી, એટલે નવદ્વીપની સલાહ એને પણ બરાબર ગળે ઊતરી ગઈ. છેવટે માથી ત્રાસીને, આ ભોળો, મૂરખ, અક્કરમી બાપ, કાંઈ આડું અવળું બહાનું કાઢી, કાશી જતો રહ્યો.

થોડા જ દિવસમાં વરદાસુંદરી અને નવદ્વીપચન્દ્ર બંનેએ એક-બીજાની સામે બનાવટી વીલ કરવાની અદાલતમાં ફરિયાદ નોંધાવી. નવદ્વીપે પોતાના નામ પર થયેલું જે વીલ રજુ કર્યું હતું તેમાં નામ સહી જોતાં ગુરુચરણના હસ્તાક્ષર સ્પષ્ટ સાબીત થતા હતા. વીલના એક બે નિઃસ્વાર્થી સાક્ષીઓ પણ મળી ગયા હતા.

વરદાસુંદરીના પક્ષમાં નવદ્વીપના બાપ એકલા સાક્ષી હતા, અને સહી એવી હતી કે કોની મગદૂર છે કે એ વાંચે ? તેના ઘરમાં ઊછરીને મોટો થયેલો વરદાસુંદરીના મામાનો એક દીકરો હતો. તેણે કહ્યું : ‘ દિદિ, ગભરાતી નહિ. હું સાક્ષી આપીશ; અને બીજા પણ સાક્ષીઓ લઈ આવીશ. ’

વાત જ્યારે બરાબર કટોકટીની અણી પર આવી, ત્યારે નવદ્વીપની માએ નવદ્વીપના બાપને કાશીથી તેડાવ્યો. આજ્ઞાંકિત ભદ્રપુરુષ બેગ અને છત્રી હાથમાં લઈ, વખતસર આવીને હાજર થઈ ગયો.

બીજે જ દિવસે રામકાનાઈને ઓચિંતાનો અદાલતમાંથી સાક્ષીનો સમન મળ્યો. આભો બનીને, તેનું રહસ્ય સમજવાનો તે પ્રયત્ન કરતો હતો, એટલામાં નવદ્વીપની માએ આવીને ચોધાર આંસુ વહેવડાવવા માંડયાં.

તે બોલી : ‘ અભાગણી ડાકણ બાપડા નવદ્વીપને એના મુરબ્બી કાકાના સાચા વારસામાંથી બાતલ કરવાનું કહે છે, અને ઉપરથી પાછી મારા સોનાના દીકરાને જેલમાં મોકલવા તૈયાર થઈ છે. ’

છેવટે ધીમે ધીમે બધી બીના સમજવામાં આવતાં રામકાનાઈ બાબુની આંખો સ્થિર થઈ ગઈ. તે બૂમ પાડી બોલી ઊઠયો : ‘ તેં તો સત્યાનાશની પાટી વાળી દીધી ! ’

ગૃહિણીએ ધીમે ધીમે અસલ રૂપ ધારણ કરી કહ્યું : ‘ કેમ, એમાં નવદ્વીપે કંઈ ભૂલ કરી છે શું ? એના કાકાની મિલકત પણ એની નહિ ? એમ કહેતાંમાં છોડી દે ! ’

રામકાનાઈ હતબુદ્ધિ બની ગયો. તેની સ્ત્રી અને પુત્ર બંનેએ

ભેગાં થઈને ઘડીકમાં એવી ગાજવીજ તો ઘડીકમાં એવું રૂદન કરવા માંડ્યું કે એ બિચારો કપાળે હાથ પછાડી ચૂપ થઈને બેસી રહ્યો—તેણે ભોજનનો ત્યાગ કર્યો, પાણી સુદ્ધાંને તેણે સ્પર્શ કર્યો નહિ.

આવી રીતે બે દિવસ શાંતિથી ઉપવાસમાં પસાર થઈ ગયા. એટલામાં નવદ્વીપે વરદાસુંદરીના મામાના દીકરાને ભય અને પ્રલોભનો દેખાડીને એવો વશ કરી લીધો કે તેણે લહેરથી નવદ્વીપના પક્ષમાં જુબાની આપી. વિજયશ્રી જે વખતે વરદાસુંદરીને છોડી સામા પક્ષમાં જવા બેઠી હતી, બરાબર તે જ વખતે રામકાનાઈનું નામ પોકારાયું.

ઉપવાસથી મરવા જેવો બનેલો, સુકાયેલા કંઠ અને સુકાયેલી જીભવાળો વૃદ્ધ સાક્ષીના પાંજરામાં આવ્યો અને જીર્ણ શીર્ણ કાંપતી આંગળીએ પાંજરાના કઠેડાને જોરથી પકડીને ઊભો.

ચતુર બારિસ્ટરે અત્યંત કુશળતાપૂર્વક વાત કઢાવવા માટે ઊલટ તપાસ શરૂ કરી,—દૂર દૂરથી શરૂ કરી, સાવચેતીપૂર્વક, ખૂબ હળવેથી, કુનેહથી અવળા ફાંટી, પ્રસંગ ઉપર આવી જવાની તેમણે તૈયારી કરવા માંડી.

ત્યારે રામકાનાઈએ હાથ જોડી જજની સામે જોઈ કહ્યું: 'હજુર, હું ઘરડો થયો છું, મારામાં શક્તિ નથી. લાંબી વાત કરવાનું મારામાં જોર નથી. મારે જે કહેવાનું છે તે હું ટૂંકામાં કહી દઉં. મારા દાદા સ્વર્ગસ્થ ગુરુચરણ ચક્રવર્ત્તી મરતી વખતે પોતાની તમામ માલ મિલકત પોતાનાં પત્ની શ્રીમતી વરદાસુંદરીને વીલ કરીને આપી ગયા છે. તે વિલ મેં મારે પોતાને જ હાથે લખેલું છે, અને દાદાએ સ્વહસ્તે તેમાં સહી કરી છે. મારા પુત્ર નવદ્વીપચન્દ્રે જે વીલ રજૂ કર્યું છે તે બનાવટી છે!'

આટલું બોલી રામકાનાઈ એવો મૂંજવા લાગ્યો કે તે મૂર્છા ખાઈ પડી ગયો.

ચતુર બારિસ્ટરે રસિકતાપૂર્વક ઊભેલા એટર્નીને કહ્યું : ' બાય જોવ! ડોસાને કેવો પકડમાં લીધો ?'

મામાના દીકરાએ દોડતા જઈ બહેનને કહ્યું : ' બુઢ્ઢાએ બધી બાજી બગાડી નાખી હતી—મારી સાક્ષીથી આપણે મુકદ્દમો જીતી ગયા. '

દિદિએ કહ્યું : ' એમ, એમ ? માણસનો શો ભરૂંસો ? હું તો ડોસાને સારો સમજતી હતી ! '

કારાવાસમાં પડેલા નવદ્વીપના બુદ્ધિશાળી દોસ્તોએ ઊંડો વિચાર કરીને તારણ કાઢ્યું કે ડોસો બીકનો માર્યો જ આવું કામ કરી બેઠો. સાક્ષીના પાંજરામાં ચડ્યા પછી બુઢ્ઢો મગજ ઠેકાણે રાખી શકયો નહિ. આવો અસલ મૂરખો આખા શહેરમાં બીજો શોધ્યો નહિ મળે !

# કાબુલીવાળો

મારી પાંચ વરસની પોરી મીની એક ઘડી પણ મોં બંધ રાખી શકતી નથી. પૃથ્વી પર જન્મગ્રહણ કર્યા પછી ભાષા શીખવામાં તેણે માત્ર એક જ વરસ કાઢ્યું છે, પણ તે પછીથી તો તે જાગૃત અવસ્થામાં હોય ત્યારે એક પળ પણ મૌન રહેવામાં બગાડતી નથી. એની મા ઘણી વખત ધમકાવીને એનું મોં બંધ કરી દે છે, પરંતુ મારાથી એ બનતું નથી. મીની ચૂપ બેઠી હોય તો મને એ એવું અસ્વાભાવિક લાગે છે કે મારાથી તે લાંબું સહન થતું નથી. મારી સાથે તે ખૂબ ઉત્સાહપૂર્વક વાતો કરવા લાગે છે તેનું કારણ આ છે.

એક દિવસ સવારે મારી નવલકથાનું સત્તરમું પ્રકરણ હું શરૂ કરતો હતો, ત્યાં મીનીએ આવીને લાગલું જ શરૂ કરી દીધું: 'બાપા, રામદયાળ દરવાન કાગડાને કૌઆ કહે છે. એને કશું નથી આવડતું, ખરું ને?'

પૃથ્વી પર ઘણી જુદી જુદી ભાષાઓ ચાલે છે એ વિષે હું તેને કંઈ માહિતી આપવાનું શરૂ કરું તે પહેલાં તો તેણે બીજી વાત કાઢી: 'બાપા! ભોળો કહેતો'તો કે આકાશમાં હાથી રહે છે, તે સૂંઢમાંથી પાણી રેડે છે તેથી વરસાદ પડે છે! ઓ મા! ભોળો કેવું ખોટું ખોટું બકે છે? બસ, બકયા જ કરે છે, રાત દિવસ બકયા કરે છે!'

બીજી જ પળે તે મારા લખવાના મેજની પાસે મારા પગ આગળ બેસી ગઈ, અને પોતાના ઘુંટણ પર હાથ મૂકી 'મારામાં કાંકરી ખૂંચે છે! ખૂંચે છે!' કરી જોરથી બબડતી રમવા લાગી ગઈ.

મારું ઘર રસ્તા પર હતું. ઓચિંતાની મીની રમવાનું છોડી બારી આગળ દોડી ગઈ અને જોરથી બૂમ પાડવા લાગી: 'કાબુલીવાળા! એ...ઈ કાબુલીવાળા!'

મેલું ઢીલું લૂગડું પહેરેલું છે, માથા પર પાઘડી છે, ખભા પર ઝોળી છે, હાથમાં બે ચાર દરાખની પેટીઓ છે, એવો એક ઊંચો કાબુલીવાળો ધીમાં પગલાં ભરતો રસ્તા પર થઈને જતો હતો. તેને જોઈને મારી રતન દીકરીના મનમાં કેવો ભાવ પેદા થયો તે કહેવું અઘરું છે, પણ તેણે ગળું ખેંચી તેને બોલાવવાનું શરૂ કરી દીધું. મને થયું, હમણાં ખભા પર ઝોળીવાળી એક આફત આવીને ખડી થઈ જવાની, અને મારું સત્તરમું પ્રકરણ અધૂરું જ રહી જવાનું.

પરંતુ મીનીની બૂમ સાંભળી કાબુલીવાળાએ હસીને જ્યાં મોં ફેરવ્યું, અને મારા ઘર તરફ પગ માંડ્યો, ત્યાં તો મીની અદ્ધર શ્વાસે ઘરની અંદર દોડી ગઈ, ક્યાં ગઈ તેની ખબરે ન પડી. એના મનમાં એવી કાંઈક આંધળી માન્યતા હતી કે કાબુલવાળાની એ ઝોળીની અંદર મીનીના જેવી બેચાર છોકરીઓ પૂરેલી છે.

આ તરફ કાબુલીવાળો આવીને મને સલામ કરીને ઊભો—મને થયું કે પ્રતાપસિંહ અને કાંચનમાલાની દશા બહુ ચિંતાજનક છે, તોપણ

આને ઘરમાં બોલાવી આણ્યા પછી એની પાસેથી કંઈક તો ખરીદવું જોઈશે.

કાંઈક ખરીદ્યું. પછી આડીઅવળી વાતો નીકળી પડી. અબ્દુર-રહેમાન, રશિયા, અંગ્રેજો વગેરેથી શરૂ કરી સરકારની સરહદનીતિ વિષે વાતો ચાલવા માંડી.

છેવટે ઊઠતાં ઊઠતાં તેણે પૂછ્યું : 'બાબુ, આપની લડકી ક્યાં ગઈ?'

મીનીની ખોટી બીક દૂર કરવાના હેતુથી હું તેને અંતઃપુરમાંથી બોલાવી લાવ્યો. તે મને વળગીને, કાબુલીના મોં અને એની ઝોળીની તરફ સંદેહભરી નજરે જોતી ઊભી રહી. કાબુલીએ ઝોળીમાંથી દરાખ અખરોટ કાઢીને એને આપવા માંડ્યાં, પણ તેણે તે ન લીધાં તે ન લીધાં; ઊલટું બમણા વહેમથી તે મારા ઘૂંટણને બાઝી રહી.

પ્રથમ પરિચય આ રીતે પૂરો થયો.

થોડા દિવસ પછી, એક દિવસ સવારે કામ પ્રસંગે ઘરમાંથી બહાર નીકળતાં જોઉં છું તો મારાં દીકરીબા બારણા આગળ બેન્ચ ઉપર બેસીને કંઈ કંઈ બોલે જ જાય છે અને કાબુલીવાળો તેના પગ આગળ બેસીને હસતે મોઢે બધું સાંભળી રહ્યો છે, અને વચમાં વચમાં પ્રસંગાનુસાર પોતાનો અભિપ્રાય પણ ભાંગી તૂટી બંગાળીમાં પ્રગટ કરી રહ્યો છે. મીનીને એની પાંચ વરસની જીંદગીમાં, એના બાપ સિવાય આવો ધીરજવાન શ્રોતા કદી મળ્યો નહોતો. વળી મેં જોયું તો દરાખ બદામથી એનો ખોળો ભરેલો હતો.

મેં કાબુલીવાળાને કહ્યું : 'એને આ બધું શું કરવા આપ્યું? હવે ફરી આપશો નહિ.'

આમ કહી મેં ગજવામાંથી એક અડધો કાઢી તેને આપ્યો.

તેણે લેશ પણ સંકોચ વગર અડધો લઈને ઝોળીમાં નાખ્યો.

ઘેર પાછો આવીને જોઉં છું તો એ આઠ–આનીની બાબતમાં ઘરમાં સોળઆની ધમાધમ મચી ગઈ હતી.

મીનીની મા હાથમાં એક સફેદ ચકચકતો ગોળ પદાર્થ લઈ ગુસ્સામાં મીનીને પૂછી રહી હતી : 'આ અડધો તું ક્યાંથી લાવી?'

મીની કહેતી હતી : 'કાબુલીવાળાએ આપ્યો!'

તેની મા કહેતી હતી : 'પણ કાબુલીવાળાની પાસેથી તેં અડધો લીધો કેમ?'

મીનીએ રડવા માંડી કહ્યું : 'મેં માગ્યો નથી, એણે મેળાએ આપ્યો છે.'

મેં આવીને મીનીને એના પર આવી પડેલી આ આફતમાંથી બચાવી લીધી. હું એને બહાર લઈ ગયો.

મારા હિસાબે, કાબુલીવાળાની સાથે મીનીની આ બીજી મુલાકાત હતી, પણ પૂછતાં જણાયું કે તેમ નહોતું. આ પહેલાં તો તે કેટલીયે વાર આવ્યો હતો—લગભગ દરરોજ આવીને પિસ્તા બદામ લાંચમાં આપીને તેણે મીનીનું નાનકડું હૃદય ઘણું કબજે કરી લીધું હતું.

બંને વચ્ચે દોસ્તી જામી ગઈ હતી. બંને જણાં દરરોજ એકની એક વાત અને ગમ્મત કરતાં હતાં—દાખલા તરીકે, રહમતને જોતાં જ

મારી દીકરી હસતી હસતી પૂછતી : 'કાબુલીવાળા, એ કાબુલીવાળા, તારી આ ઝોળીમાં શું છે?'

રહમત ઉચ્ચારમાં એક બિનજરૂરી અનુસ્વાર ચડાવી દઈ હસતો હસતો જવાબ દેતો : 'હાંથી.'

અર્થાત્ ઝોળીમાં હાથી છે—એ જ તેમના હસવાનું સૂક્ષ્મ રહસ્ય હતું—અતિ સૂક્ષ્મ તો ન કહી શકાય, તોપણ આ ગમતમાં બંનેને ઠીક ઠીક રસ પડતો. અને શરદઋતુના પ્રભાતમાં, એક મોટી ઉંમરના માણસનું અને એક નાની વયની બાલિકાનું એ સરળ હાસ્ય જોઈ મને પણ સારું લાગતું.

બંને વચ્ચે બીજી પણ એક વાત પ્રચલિત હતી. રહમત મીનીને કહેતો : 'કીકી, તું કદી સાસરે જતી નહિ!'

બંગાળીના ઘરની છોકરી જન્મથી જ 'સાસરું' શબ્દથી પરિચિત હોય છે, પરંતુ અમે જરા નવા જમાનાનાં માણસ હોવાથી છોકરીને સાસરી સંબંધી કંઈ પણ જ્ઞાન આપ્યું નહોતું. એથી રહમતની સલાહ તે બરાબર સમજી શકતી નહિ, તેમ છતાં એનો કંઈ પણ જવાબ દીધા વગર ચૂપ રહેવું એ બિલકુલ એના સ્વભાવની વિરૂદ્ધ હતું. તે સામો સવાલ પૂછતી : 'તમે સાસરે જવાના છો?'

રહમત કાલ્પનિક સસરાજીની સામે પ્રચંડ મૂઠી ઉગામી કહેતો : 'સસરને હું ઠોકીશ.'

સાંભળી મીની સસૂર નામે કોઈ એક અજાણ્યા માણસનું આવી બન્યું કલ્પી ખૂબ હસતી.

નિર્મળ શરદઋતુ ચાલી રહી છે. પ્રાચીનકાળમાં આ ઋતુએ રાજાઓ દિગ્વિજયો કરવા નીકળતા. હું કલકત્તા છોડીને કદી પણ ક્યાંયે

ગયો નહોતો. પરંતુ એથી જ મારું મન આખી પૃથ્વી પર ફરી વળતું હતું. હું જાણે મારા ઘરના ખૂણામાં ભરાઈ બેઠો હતો, બહારની દુનિયા જોવા મને હમેશાં કંઈ કંઈ થયા કરતું હતું. કોઈ પરદેશનું નામ સાંભળતાં જ મારું ચિત્ત દોડવા માંડતું; તેવી જ રીતે કોઈ પરદેશીને જોતાં જ નદી પર્વત અને અરણ્યના વચમાં એક ઝૂંપડીનું દશ્ય મારા મનમાં ચમકી જતું, અને એક સુખમય સ્વતંત્ર જીવનનું સ્વપ્ન મારી કલ્પનામાં જાગી ઊઠતું.

બીજી તરફ હું એવો વનસ્પતિ પ્રકૃતિનો માણસ છું કે કંઈપણ છોડીને ઘડીક બહાર જવાનું થાય તો મને માથાના ઘા જેવું લાગે. આથી દરરોજ સવારે મારી નાનકડી ઓરડીમાં, મેજ આગળ બેઠો બેઠો જ, હું આ કાબુલીની સાથે વાતો કરીને મારો પ્રવાસ પૂરો કરતો. બન્ને બાજુએ વાંકીચૂંકી દુર્ગમ લાલ રંગની ઊંચીઊંચી પર્વતમાળાઓ છે, વચમાં સાંકડો નિર્જન રણનો માર્ગ છે, અને લાદેલાં ઊંટની હારોની હારો ત્યાં થઈને ચાલી જાય છે; માથાપર ભારે પાઘડીવાળા વેપારીઓ કે મુસાફરો કોઈ ઊંટની ઉપર, તો કોઈ પગપાળા, કોઈ હાથમાં ભાલો લઈને, તો કોઈ જૂના જમાનાની જામગરીથી સળગાવવાની બંદૂક લઈને રસ્તો કાપી રહ્યા છે. કાબુલી ઘેર ગંભીર સ્વરે ભાંગી તૂટી બંગાળીમાં સ્વદેશની વાતો કરતો, અને આ ચિત્ર મારી આંખો આગળથી પસાર થઈ જતું.

માનીની મા ખૂબ વહેમી સ્વભાવની બાઈ હતી. રસ્તા પર જરા જેટલો અવાજ થાય તો આખી દુનિયાના દારૂડિયાઓ અમારા ઘરમાં ઘૂસવા દોડી આવે છે એવું તેને લાગે. આખી પૃથ્વી ચારે ખૂણે ચોર, ધાડપાડુ, દારૂડિયા, વાઘ, સાપ, મેલેરિયા, ઈયળો, વંદા, કાનખજૂરા

અને ગોરાઓથી જ ભરેલી છે એ એનો ભય આટલા દિવસ (બહુ વધારે દિવસ નહોતા થયા) પૃથ્વી પર વાસ કરવા છતાં હજી એના મનમાંથી ગયો નહોતો.

રહમત કાબુલીવાળા સંબંધી પણ તેને કંઈક વહેમ હતો જ. એટલે તેના તરફ ખાસ નજર રાખતા રહેવાનો તે મને વારંવાર આગ્રહ કર્યા કરતી. તેના વહેમને હું હસી કાઢવાનું કરતો તો એ સામી મારા પર પ્રશ્નોની ઝડી વરસાવતી—'કદીયે શું તમે કોઈનાં છોકરાં ચોરાયાનું સાંભળ્યું નથી? કાબુલમાં શું ગુલામોનો વેપાર ચાલતો નથી? આવડા મોટા કાબુલીને માટે આવડી અમથી છોકરીને ઉપાડી જવાનું કામ શું બહુ અઘરું છે?'

મારે કબૂલ કરવું પડ્યું કે એવું બનવું સાવ અસંભવિત તો નથી, પરંતુ માન્યામાં ન આવે એવું છે. માનવા ન માનવાની શક્તિ સૌનામાં સરખી નથી હોતી. એટલે મારી સ્ત્રીના મનનો વહેમ ગયો નહિ. પરંતુ એથી કરીને રહમતને અમારા ઘરમાં આવવાની હું મનાઈ કરી શક્યો નહિ.

દર વરસે મહા મહિનાની અધવચમાં રહમત દેશમાં જતો. આ અરસામાં તે પોતાનું તમામ લેણું વસુલ કરવા પાછળ વ્યગ્ર રહેતો. ઘેર ઘેર ભટકવાનું હોય, છતાં પણ તે મીનીને એકવાર તો દર્શન દઈ જતો. જાણે બંને કોઈ ષડયંત્ર ગોઠવી રહ્યાં હોય એવું જ એ જોઈને લાગે! જો કોઈ દિવસ તે સવારે ન આવી શકે તો સાંજે પણ આવ્યા વગર રહે નહિ. અંધારા ઓરડાના ખૂણામાં એ ખુલતા પહોળા જામા પાયજામાવાળા અને ઝોળાઝોળીઓવાળા ઊંચા કદાવર માણસને જોઈ ખરેખર એકદમ મનમાં ભય લાગ્યા વગર ન રહે.

પરંતુ જ્યારે મીનીને ‘ કાબુલીવાળા, ઓ કાબુલીવાળા ! ’ કરી હસતી હસતી દોડી આવતી જોઉં અને એ બે ભિન્ન વયનાં મિત્રોમાં એમનો જૂનો જાણીતો વિનોદ ચાલવા માંડે ત્યારે મારું સમસ્ત અંતઃકરણ પ્રસન્ન થઈ જતું.

એક દિવસ સવારે મારી ઓરડીમાં બેસીને હું પ્રુફો તપાસતો હતો. બે ત્રણ દિવસથી ઠંડી સખત પડતી હતી, ગાત્રો ગળી જતાં હતાં, બારીમાંથી સવારનો તડકો મેજની નીચે મારા પગ ઉપર આવી પડતો હતો, તે અત્યારે ખૂબ જ મીઠો લાગતો હતો. લગભગ આઠેક વાગ્યા હશે; ગળે દુપટ્ટા વીંટાળીને વહેલા પહોરના ફરવા ગયેલા માણસો ફરીને પાછા ઘેર આવી ગયા હતા. એવામાં રસ્તામાં ભારે કોલાહલ સંભળાયો.

જોયું તો અમારા રહમતને બે સિપાઈઓ બાંધીને લાવતા હતા —એની પાછળ કુતૂહલપ્રિય લોકોનાં ટોળાં ચાલતાં હતાં. રહમતના શરીર પર ને કપડાં પર લાલ ડાઘા હતા, અને એક સિપાઈના હાથમાં લોહિયાળ છરો હતો.

મેં બહાર નીકળી સિપાઈને ઊભો રાખી પૂછ્યું : ‘ શું છે ? ’

થોડુંક તેણે કહ્યું, થોડુંક રહમતે કહ્યું—એમ મને જાણવા મળ્યું કે અમારા કોઈ પાડોશીએ રહમતની પાસેથી રામપુરી શાલ લીધી હતી. રહમતે એના પૈસા માગ્યા, ત્યારે પેલાએ લેણાનો જ ઈન્કાર કર્યો. એ બાબતમાં ઝઘડો થતાં રહમતે તેને છરો ભોંકી દીધો હતો.

રહમત એ જૂઠાબોલાને ઉદ્દેશીને અનેક અશ્રાવ્ય ગાળો સંભળાવતો હતો, એટલામાં ‘ કાબુલીવાળા, ઓ કાબુલીવાળા ! ’ કરતી બૂમો પાડતી પાડતી મીની ઘરમાંથી બહાર નીકળી આવી.

રહમતનું મોં પલકમાં હાસ્યથી ખીલી ઊઠ્યું. તેના ખભા પર અત્યારે ઝોળી નહોતી, એટલે ઝોળી સંબંધી તેમનો રોજનો વાર્તાલાપ આજે થયો નહિ.

મીનીએ એકદમ તેને પૂછી નાખ્યું : ‘ તમે સાસરે જવાના છો ? ’

રહમતે હસીને કહ્યું : ‘ ત્યાં જ જાઉં છું ! ’

પણ એ જવાબથી મીનીને હસવું આવ્યું નહિ, એ જોઈ તેણે પોતાના હાથ બતાવી કહ્યું: ‘ સાલા સસરાને ઠોકત, પણ શું કરું, મારા હાથ બાંધેલા છે !’

મરણતોલ હુમલો કરવાના ગુનાસર રહમતને કેટલાંક વરસની કેદની સજા થઈ.

રહમતની વાત હવે હું લગભગ ભૂલી જ ગયો હતો. અમે જ્યારે ઘરમાં બેઠાં બેઠાં હમેશની ટેવ મુજબ કામકાજમાં દિવસો વીતાવતાં, ત્યારે એક સ્વતંત્ર મિજાજનો પહાડોમાં ફરનારો આદમી કારાગારની દિવાલોની અંદર કેવી રીતે વર્ષો વિતાવતો હશે તેનો અમને કદી વિચાર પણ આવતો નહિ.

અને, ચંચળ હૃદયની મીનીની રીતભાત તો ખરેખર ખૂબ જ શરમાવા જેવી હતી તેની તેના બાપથીયે ના પડાય તેમ નથી. તે લહેરથી પોતાના એ જૂના મિત્રને ભૂલી ગઈ. પહેલાં તેણે નબી ગાડી-વાળાની સાથે મૈત્રી બાંધી. પરંતુ પછી જેમ જેમ તેની ઉંમર વધતી ગઈ તેમ તેમ એક એક સખાને બદલે એક એક સખી આવતી ગઈ. તે એટલે સુધી કે હવે તે તેના બાપાની લખવાની ઓરડીમાં પણ ભાગ્યે જ જોવા મળે છે. જાણે મારે તેની સાથે કટ્ટા થઈ ગયા છે.

કેટલાં વરસ વહી ગયાં ! વળી એક શરદઋતુ આવી. મારી મીનીનું સગપણ નક્કી થઇ ગયું છે. પૂજાની રજાઓમાં જ તેનાં લગ્ન થવાનાં છે. દુર્ગા કૈલાસમાં જશે, અને તેની સાથે મારા ઘરની આનંદમયી પણ પિતૃભવનમાં અંધારું કરીને હવે પતિભવનમાં જશે.

પ્રભાત ખૂબ જ રમણીય લાગતું હતું. વરસાદ થઇ ગયા પછી, આ શરતઋતુના તડકાએ જાણે ધોવાઇને, ટંકણખારમાં ગાળેલા સોનાના જેવો નિર્મળ રંગ ધારણ કર્યો હતો. એટલે સુધી કે કલકત્તાની ગલીઓનાં, ગંદાં જર્જરિત ઈંટોનાં કોટડાં જેવાં સાંકડાં ઘરોમાં આ તડકાના ઉજાસથી એક પ્રકારનું અપૂર્વ તેજ આવી ગયું હતું.

રાત હજી તો પૂરી થઈ નહોતી, ત્યાં મારા ઘર આગળ શરણાઇ વાગવી શરૂ થઇ ગઇ હતી. તેનો અવાજ જાણે મારી છાતીના હાડપિંજરમાંથી ધબકી ધબકીને નીકળતો હતો, અને ભૈરવીના કરૂણ સૂરમાં, નજીક આવી રહેલી વિયોગવ્યથાને શરદઋતુના તડકાની સાથે આખી પૃથ્વી પર ફેલાવી દેતો હતો.

આજે મીનીનાં લગ્ન હતાં.

સવારમાંથી જ ભારે ધમાલ મચી ગઇ હતી, માણસોની આવજા શરૂ થઇ ગઈ હતી. આંગણામાં વાંસ નાખી મંડપ બાંધવામાં આવ્યો હતો. ઘરના એકે એક ઓરડામાં અને પરસાળમાં હાંડી ઝુમ્મરો લટકાવવાનો અવાજ થઈ રહ્યો હતો. ધૂમાધૂમ અને દોડધામનો પાર નહોતો.

હું મારી ઓરડીમાં બેસીને હિસાબ જોતો હતો, એટલામાં રહમત આવીને સલામ કરીને ઊભો.

પહેલાં તો હું એને ઓળખી શક્યો નહિ. એની પેલી ઝોળી નહોતી, લાંબા વાળ નહોતા, શરીરમાં પહેલાંના જેવું તેજ નહોતું. છેવટે તેના હાસ્ય પરથી હું તેને ઓળખી ગયો.

મેં કહ્યું : 'કેમ રહમત, ક્યારે આવ્યો ?'

તેણે કહ્યું : 'કાલે સાંજે જેલમાંથી છૂટ્યો !'

શબ્દો જાણે મારા કાનમાં ખટક્યા. આ પહેલાં કદી કોઈ ખુનીને મેં નજરોનજર જોયો નહોતો; આને જોઈ મારું આખું હૃદય બિંદુ જેવડું બની ગયું. મને થયું કે આજના આવા શુભ દિવસે આ માણસ અહીં ન હોય તો સારું.

મેં તેને કહ્યું : 'આજે ઘરમાં ઘણું કામ છે, હું બહુ કામમાં છું, તમે આજે જાઓ—'

આ સાંભળતાં જ તેણે તરત ચાલવા માંડ્યું, પરંતુ બારણા આગળ જઈને એ ખચકાઈને ઊભો રહ્યો, ને બીતો બીતો બોલ્યો : 'કીકીને જરા મળાશે ખરું ?'

તેના મનમાં એ એવું માનતો હશે કે મીની હજી એવડી ને એવડી છે. તેના મનમાં એવું હશે કે હમણાં મીની પહેલાંની પેઠે 'કાબુલીવાળા ! એ કાબુલીવાળા !' કરતી દોડી આવશે, અને તેમની વચ્ચે ફરી પાછો પહેલાંના જેવો જ રસિક વાર્તાલાપ ચાલશે. એટલું જ નહિ, પણ જૂની દોસ્તી યાદ કરી તે એક ડબીમાં ખજૂર અને કાગળના પડીકામાં દરાખ બદામ પણ લેતો આવ્યો હતો—સંભવિત છે કે કોઈ બીજા ઓળખીતા કાબુલીવાળાની પાસેથી માગી ભીખીને એ લઈ આવ્યો હશે—કારણકે એની પેલી ઝોળી તો હવે હતી નહિ.

મેં કહ્યું : 'આજે ઘરમાં ધમાલ છે, આજે કોઈને મળવાનું નહિ બને.'

તે જરા ખિન્ન બની ગયો. જડની પેઠે ઊભો રહી ઘડીક મારી સામે જોઈ રહ્યો, પછી—'બાબુ, સલામ !' કરી ઘરમાંથી બહાર નીકળી ગયો.

મને હૃદયમાં કંઈક દુઃખ થયું. એને પાછો બોલાવવાનો વિચાર કરતો હતો, ત્યાં એ પોતે જ પાછો આવતો દેખાયો.

પાસે આવીને તેણે કહ્યું: 'આ ખજૂર અને દરાખ બદામ કીકીના સારૂ લાવ્યો હતો, એને આપવા કૃપા કરશો.'

મેં એના પૈસા આપવા માંડતાં તેણે એકદમ મારો હાથ પકડી લઈ કહ્યું: 'આપે ખૂબ દયા બતાવી છે, હું એ કદી નહિ ભૂલું—મને પૈસા આપવાનું ન કરશો!'

'બાબુ! તમારે જેવી છોકરી છે, તેવી દેશમાં મારે પણ એક છોકરી છે. એનું મોં યાદ કરી હું તમારી કીકીને આપવા થોડો મેવો લાવું છું. હું કંઈ વેપાર કરવા આવતો નથી—'

આમ કહી તેણે પોતાના ખુલતા પહોળા અંગરખાના અંદરના ગજવામાં હાથ નાખી, છાતી આગળથી એક મેલો ચોળાયેલો કાગળ બહાર કાઢ્યો. ખૂબ જતનપૂર્વક તેની ગડી ઉકેલી તેણે તે બે હાથે મારા મેજ ઉપર મૂક્યો.

જોયું તો કાગળ ઉપર એક નાનકડા હાથની છાપ હતી. ફોટો નહોતો, તૈલચિત્ર નહોતું, હાથમાં જરા કાજળ લગાડી કાગળ ઉપર એની છાપ લીધેલી હતી. દીકરીનું આ સ્મરણ છાતી પર રાખીને રહમત દર વરસે કલકત્તાના રસ્તાઓ પર મેવો વેચવા આવતો હતો—જાણે એ સુકોમળ નાજુક બાળહસ્તનો સ્પર્શ તેના વિશાળ વિરહી હૃદયમાં સુધાનો સંચાર કરતો હતો!

આ જોઈ મારી આંખો છલછલ કરતી ઊભરાઈ આવી. તે વખતે, એ કોઈ કાબુલી મેવાવાળો છે, અને હું કોઈ બંગાળી ઉચ્ચ કુળનો છું

એ હું ભૂલી ગયો. તે વખતે મને થયું કે જેવો તે છે તેવો જ હું પણ છું; તે પણ પિતા છે, હું પણ પિતા છું. પર્વતગૃહમાં વસેલી તેની એ નાનકડી પાર્વતીના હાથની છાપ જોઈ મને પણ મારી મીની યાદ આવી ગઈ. મેં તરત જ તેને અંતઃપુરમાંથી બોલાવી મગાવી. સ્ત્રીઓએ ઘણો વિરોધ કર્યો. પરંતુ મેં એ તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. લાલ રેશમી સાડીમાં, કપાળમાં ચંદનની ચર્ચા સાથે, વધુના વેશમાં, મીની શરમાતી સંકોચાતી મારી પાસે આવીને ઊભી.

એને જોઈ કાબુલીવાળો એકદમ આભો બની ગયો, પહેલાંની પેઠે તેમનો વાર્તાલાપ જામી શક્યો નહિ.

છેવટે તેણે હસીને કહ્યું : 'કીકી, તું સાસરે ચાલી?'

મીની હવે આ પ્રશ્નનો અર્થ સમજતી હતી; અત્યારે તે પહેલાંની પેઠે જવાબ દઈ શકી નહિ. રહમતનો સવાલ સાંભળી લજ્જાથી લાલ બની તેણે મોં ફેરવી લીધું.

કાબુલીવાળાની સાથે મીનીને જે દિવસે પહેલી ઓળખાણ થઈ હતી, એ દિવસ મને અત્યારે યાદ આવી ગયો; અને મારું મન કેવુંયે દુઃખી થઈ ગયું.

મીનીના ગયા પછી એક ઊંડો નિઃશ્વાસ નાખી રહમત જમીન પર બેસી પડ્યો. તેને એકદમ ભાન થયું કે તેની છોકરી પણ અત્યારે આવડી જ મોટી થઈ ગઈ હશે, એની સાથે પણ હવે પહેલાંની રીતે વાત નહિ થઈ શકે, પહેલાં હતી તેવી હવે એ એને જોવા નહિ મળે. આ આઠ વરસમાં તેનું શું થયું હશે તે પણ કોણ જાણે છે!

સવારના પહોરમાં શરદઋતુના સૂરજનાં સ્નિગ્ધ કિરણો વરસતાં હતાં, શરણાઈઓ વાગતી હતી, અને તેવે વખતે રહમત કલકત્તાની

એક ગલીમાં બેઠો બેઠો અફઘાનિસ્તાનના કોઈ બોડિયા પહાડનું દશ્ય જોઈ રહ્યો હતો.

મેં એક નોટ કહાડી તેના હાથમાં મૂકી, કહ્યું : 'રહમત, તું દેશમાં તારી દીકરીની પાસે પહોંચી જા; તમે બાપ બેટી મળો ને સુખી થાઓ અને મારી મીનીનું કલ્યાણ થાઓ !'

આ રૂપિયા આપવાને લીધે, મારે લગનની ધામધૂમમાંથી એક બે બાબતો કાપી નાખવી પડી. મનમાં ધાર્યા પ્રમાણે વીજળીનો ઝપકો કરી શકાયો નહિ, લશ્કરી બેન્ડ પણ લવાયું નહિ, અંતઃપુરમાં સ્ત્રીઓ બહુ બબડવા લાગી, પરંતુ કોઈ અનેરા મંગળ પ્રકાશમાં મારો શુભ ઉત્સવ ઝળહળી ઊઠ્યો.



# લામાને મોતની સજા

**રાય શરચ્ચન્દ્ર દાસ બહાદુર નામે એક બંગાળી તિબેટમાં જઈને એક લામાની પાસે ભણ્યો હતો. તે લામાને તિબેટની સરકારે કેવી સજા કરી તેનો હેવાલ જાપાની બૌદ્ધ સાધુ એકાઈ કાવાગુચીએ પોતાના 'તિબેટમાં ત્રણ વરસ' નામે પુસ્તકમાં આપેલો છે.**



એ લામાનું નામ સેંગ ચેન દરજેચાન્ હતું. મહાજ્ઞાની અને ધાર્મિક તરીકે તેમની સારી ખ્યાતિ હતી. રાય શરચ્ચંદ્ર તિબેટથી પાછા આવ્યા પછી, તેમના સંબંધમાં અનેક જાતની અફવાઓ શરૂ થઈ ગઈ. એ જોઈને જ લામાને ખાતરી થઈ ગઈ કે હવે મોતના પંજામાંથી બચી શકાય તેમ નથી.

મિત્રોએ ખબર આપ્યા કે તમે શરચ્ચન્દ્રની સાથે સંબંધ રાખેલો તેથી તમારે માથે આફત આવવાનો સંભવ છે. એ સાંભળી લામાએ કહ્યું : 'માત્ર સ્વદેશવાસીઓમાં જ નહિ, પણ પરદેશીઓમાંયે બૌદ્ધ-ધર્મનો પ્રચાર કરવાની મારી ફરજ છે. શરચ્ચંદ્ર દાસ તિબેટમાં અંગ્રે-જોના જાસૂસ તરીકે આવેલા કે નહિ એ મારે જોવાનું નથી, અને મેં એનો વિચાર કર્યો પણ નથી. મેં તો માત્ર મારું કર્તવ્ય બજાવ્યું

છે. એ કર્તવ્યપાલનના બદલામાં જો મારે મરવું પડશે તો મને તેથી દુઃખ થવાનું નથી.'

આ લામા બૌદ્ધધર્મના પ્રચાર માટે ખૂબ ઉત્સાહ ધરાવતા હતા. તેમણે અસંખ્ય બુદ્ધમૂર્તિઓ અને પૂજાનાં પાત્રો હિંદુસ્તાનમાં મોકલ્યાં હતાં, અને અસંખ્ય પ્રચારકોને પણ અહીં મોકલ્યા હતા, પરંતુ તેનું કશું ફળ આવ્યું નહોતું. તોપણ એટલું તો કબૂલ કરવું જ પડશે કે તેમનું જીવન અતિ ઉદાત્ત હતું;—તેઓ દરેક પ્રકારની સાંપ્રદાયિક સંકુચિતતાઓથી અને પરધર્મીઓનો તિરસ્કાર કરવામાંથી મુક્ત હતા. બૌદ્ધધર્મનો પ્રચાર કરી આખી દુનિયાની માનવજાતમાં ભ્રાતૃત્વની એકતા દૃઢ કરવી એ એમનો જીવનહેતુ હતો.

આવો ઉદારચરિત સાધુ પુરુષ સંકુચિત બુદ્ધિના રાજદ્વારી પુરુષોને ગમતો હોતો નથી—આથી પદવીધારીઓમાં એમને અનેક શત્રુઓ હતા, તેઓ એમને સપડાવવાની તકની જ રાહ જોતા હતા. રાય શરચ્ચન્દ્ર દાસ વિષેની લોકમાન્યતાનો તેમણે પોતાનું વેર વાળવાના સાધન તરીકે ઉપયોગ કરી લીધો. તેમણે દાર્જીલિંગમાં માણસ મોકલી સમાચાર કઢાવ્યા કે શરચ્ચંદ્ર ખરેખર અંગ્રેજ સરકારના કહેવાથી જ છૂપા વેશે તિબેટમાં ઘુસી ગયો હતો. આથી રાય શરચ્ચન્દ્રની સાથે જે જે તિબેટવાસીઓ સંડોવાયેલા હતા તે બધાયને જેલમાં નાખવામાં આવ્યા, અને લામા સેંગ ચેન દરજેયાને દુશ્મન સરકારના જાસૂસને ધર્મમંદિરમાં આશરો આપી તેની આગળ દેશની ઘણી છૂપી વાતો પ્રગટ કરી દઈને ગંભીર ગુનો કર્યો છે એ હિસાબે તેમને મોતની સજા ફરમાવવામાં આવી.

કોનબો નદીમાં લામાને ડુબાડી મારવાનો ઠરાવ થયો. આ કોનબો નદી તે જ આપણી બ્રહ્મપુત્રા. ઇ. સ. ૧૮૮૭ ના જેઠ માસમાં આ

સજાનો અમલ કરવામાં આવ્યો. નક્કી કરેલા સમય પહેલાં નદીકિનારે, એક શિલા ઉપર લામા એકચિત્તે ધર્મપાઠ કરવા બેઠા. તેમની ચારે બાજુ લોકોની ભીડ જામી હતી. તે બધાયે શોકથી વિહ્વળ બની રડતા હતા. એક જાડા દોરડાથી તેમને બાંધીને પાણીમાં ઉતારવાના હતા. દોરડું બાંધવા આવતી વખતે મારાઓએ મરતાં પહેલાં તેમની કોઈ ઇચ્છા હોય તો પૂછ્યું.

જવાબમાં લામાએ કહ્યું : 'પાઠ પૂરો કર્યા પછી હું ત્રણ વખત આંગળી ઊંચી કરું કે તરત જ મને પાણીમાં નાખી દેજો.'

એક એક પળ જતી હતી ને લોકોનાં હૃદય વધારે ને વધારે વ્યાકુળ થતાં હતાં. તેઓ બ્રહ્મપુત્રાના નિષ્ઠુર પ્રબળ પ્રવાહ તરફ જોતા હતા, અને નિસાસા નાખી રડી ઊઠતા હતા. તે દિવસે વાદળાં હતાં. વરસાદ પડવા માંડ્યો.

લામાએ હાથ ઊંચો કર્યો. આ સંકેતનો ભયાનક અર્થ સમજી લોકો મોટેથી રડી પડ્યા. લામાએ એક, બે, ને ત્રણ વખત સંકેત કર્યો. પરંતુ કોઈ એમની પાસે જતું નથી—મારાઓ પણ તે વખતે રડતા હતા.

લામાએ કહ્યું : 'મારો સમય થઈ ગયો છે, હવે તમે મોડું ન કરશો.'

પછી તેમની કમરે ભારે પથરો બાંધી, મારાઓએ તેમને ધીરેધીરે પાગલ જલપ્રવાહમાં ઉતારી દીધા. થોડીવાર પછી, મરવાને માટે આટલો વખત બસ છે એમ સમજી મારાઓએ તેમને ઉપર ખેંચી લીધા. પણ હજી તે જીવતા હતા. ફરીથી મારાઓએ તેમને પાણીમાં ઉતાર્યા. આ વખતે બહાર કાઢ્યા ત્યારે પણ તે જીવતા હતા.

આ જોઈ તેમને જીવતા રાખવા લોકોએ એક અવાજે બૂમો પાડવા માંડી. મારાઓને પણ હવે શું કરવું તેની સમજ પડી નહિ.

એવામાં નવાઈની વાત એ બની કે લામા ભાનમાં આવ્યા અને બોલ્યા : 'ચિંતા ન કરશો. મારો સમય થઈ ગયો છે. હું આનંદથી મરું છું. તમે મને મારો છો એમ ન સમજશો. મારી માત્ર એક જ ઇચ્છા છે કે મારા મરણ પછી તિબેટમાં ધર્મની ઉન્નતિ થાય. જલદી કરો, મને પાણીમાં ઉતારી દો.'

ત્રીજી વખતે જ્યારે તેમને પાણીમાંથી કાઢવામાં આવ્યા ત્યારે તેઓ મરણ પામ્યા હતા.

# માસી

: ૧ :

અપૂર્વના ઘરમાં અસંખ્ય ખુરશી ટેબલ હતાં, પાંચ સાત ગાડીઓ હતી, કૂતરો હતો; બિલાડી હતી; જુદા જુદા રંગના ઘોડાઓની કંઈ નહિ તો છ સાત જોડ હતી. દેવડી ભરાય એટલા દારોગા ને ચોકીદાર હતા, નોકરચાકર ને દાસીઓ હતાં, ગાડીવાળો હતો, ને પટાવાળોયે હતો.

અને એક માસી પણ હતી.

માસીના પતિ સંસાર ઉપરથી મન ઊઠી જવાથી, શી ખબર ક્યાં, મોક્ષની શોધમાં ચાલી ગયા હતા, અને બે છોકરાઓને સ્ત્રીના હાથમાં છોડી ગયા હતા.

સગું ન હોય એવાને ઘેર જઈને રહેવામાં કુળને બટ્ટો લાગવાનો ભય, તેથી માસી અહીં પોતાની ધનવાન બહેનને ઘેર આવીને રહી છે.

રાત ને દિવસ તેની એકમાત્ર ચિંતા, પોતાના વ્યક્તિત્વને ભૂંસી નાખવાની છે. વખતે કોઈની આંખમાં આવે, વખતે એને જોઈને કોઈ બોલી ઊઠે કે 'આ આફત ક્યાંથી આવી?' આ ભયે તે ખૂબ

જાળવીને ચાલે છે, જાળવીને બોલે છે, સૌના કરતાં ઓછી જગા રોકે છે, અને સૌના કરતાં વધારે કામ કરે છે.

માસીના બે દીકરા કાનાઈ બલાઈ હતા બહુ નાના, પરંતુ વિધાતાએ એમને માટે જ જાણે આવડી મોટી દુનિયા સરજી હતી. તેમના અંગમાં અદમ્ય ઉત્સાહ હતો, તેમના કંઠમાં બુલંદ અવાજ હતો.

આ બાળકોના મનનો આનંદ દબાવી દેતાં માને હૃદયમાં ખૂબ જ દુઃખ થતું. જરા જેટલી પણ કંઈક ચંચળતા એમનામાં દેખાય તો બે ભીત નેત્રે, ને, કરૂણસ્વરે કહેતી : ચૂપ! ચૂપ—'

ભૂખ લાગે તોપણ એમનાથી રડાય નહિ, રડવું એ અસભ્યતા કહેવાય; ઊંચે સાદે એમનાથી બોલાય નહિ; બહુ આનંદ થઈ ગયો હોય તો દબાવી રાખવો, પણ કોઈપણ હિસાબે કૂદાકૂદ કરવી નહિ.

અપૂર્વ અને પૂર્ણ એમની ઉંમરના હતા. એમની સાથે રમવા જાય તો ડગલે ને પગલે એમનો જ વાંક નીકળતો. એ બંને ભાઈઓ એમને ધડાધડ લગાવતા; પરંતુ આ લોકો જો સામી લપડાક લગાવે તો કજીયાનો પાર રહેતો નહિ. બંને પક્ષની માતાઓ, બન્ને બહેનો—કાનાઈ ને બલાઈ બેઉની ઉપર વટોળિયાની પેઠે તૂટી પડતી,—ભયાનક રમખાણ મચી જતું. જમણી ડાબી બેય બાજુથી માર ઉપર માર મારીને, પેટના દીકરાઓને વગર વાંકે સજા કરી, ઓરડીનાં બારણાં બંધ કરીને માસી ભૂખી રહેતી; આંખોનાં આંસુથી એની છાતી ભીંજાઈ જતી.

: ૨ :

છેવટે બંને છોકરાઓએ પોતાની આ દશાને સ્વાભાવિક સમજી લીધી. હાય! હવે તેમનું ચાલવું ફરવું, ઊઠવું બેસવું, શાંત સ્તબ્ધ બની ગયું—પંખી વિનાના માળાની પેઠે. આ સંસારમાં જીવવાનો તેમનો હક બોટ ખાતો છેવટે છેક તળિયે જઈને બેઠો. ન્યાયની આશા હવે રહી નહિ; ફરિયાદ કરવાની જબાન બંધ થઈ ગઈ. બધુંયે દુઃખ બંને ભાઈઓએ મૂંગે મોઢે સહન કર્યું.

ભૂખના દુઃખમાં કોઈવાર તેમને આંખે અંધારા આવતાં—વખતે ખાવાનું ન હોય, અથવા વખતે માની આંખમાં આંસુ જોવાં પડે, એ બીકે તેઓ બહાર કયાંક ભરાઈ જતા, ને કહેતા : 'અમને ભૂખ નથી!'

તાવ આવે તો કોઈને જણાવા દેતા નહિ. દેવ કે મનુષ્ય કોઈને પણ કંઈ કહેવાનું તેમણે છોડી દીધું.

એક વખત નિશાળમાં, વર્ગમાં સૌથી આગળ આવવાથી તેમને ઇનામ મળ્યાં. અપૂર્વ અને પૂર્ણ ખાલી હાથે ઘેર આવ્યા. એ જોઈ દીર્ઘ નિઃશ્વાસ નાખી માએ બંને દીકરાઓને બોલાવીને તેમની ભૂલ બતાવી કહ્યું : 'અરે, બેટા, તમારાં ઇનામો એમને આપી દો, ને પછી ચૌધુરી કાકાને ઘેર રમવા જતા રહો. સાંજે ઘેર આવજો, તમને ઇનામ મળ્યું તેનું કોઈનેયે કહેતા નહિ.'

આમ કહી તેમને ઘરની અંદર ખૂણામાં લઈ જઈ, પાટલા પર બેસાડી પોતાને હાથે શેકેલી ધાણી તેમને ખાવા આપી.

આવી રીતે અપમાન ઉપર દુઃખની બળતરા વેઠી વેઠીને બંને ભાઇઓ મોટા થતા ગયા.

આ જીવનનો ભાર જેટલો હલકો થઈ શકે એટલો કરવા તેમણે તનતોડ કોશીશ કરી. પણ એમની માતાનું અપમાન થતું હતું એ એમને સૌથી વધારે દુઃખદાયક લાગતું હતું. એ અપમાનનો આગ એમના પ્રાણ-પ્રદીપની સામે ભડભડ બળતી હતી. એ આગ સુખમાં કે દુઃખમાં બંને જણાને એક જ લક્ષ્ય તરફ ખેંચી જતી હતી કે ગમે તેમ કરીને પણ માને વિજયી બનાવવી.

કાનાઈ ને બલાઈ બંને ભાઇઓ કોલેજમાં ભણતા હતા. એવામાં એક રાતે અપૂર્વે છાનામાના પોતાની માની પેટી તોડી, એમાંથી પન્ના-મોતીનો હાર ચોરી કરી લીધો. વાત એમ હતી કે અપૂર્વને નાટકો જોવાનો નાદ લાગ્યો હતો.

પોલીસે એવી દોડાદોડી કરી મૂકી કે આખો મહોલ્લો જાણે ધરતી-કંપથી કાંપવા લાગ્યો.

પકડાઈ જવાની અણી પર આવી ગયો ત્યારે અપૂર્વે એ મોતીની કંઠી, ધીરેથી કાનાઈની પથારીમાં ઓશીકા નીચે સંતાડીને મૂકી દીધી.

જ્યારે કંઠી પકડાઈ ત્યારે લોકો જમા થઈ ગયા ને કહેવા લાગ્યા :

'જોયુંને, દૂધ પાઇને સાપને ઉછેરવાની શાસ્ત્રમાં ના લખી છે તે કાંઈ અમથી? છોકરાંનો શો વાંક? એમની મા આ બધાના મૂળમાં છે. ભાઈ! આ કળિકાળ છે, કોઈનું સારૂં કરવા જઈએ તો સામું ભૂરું થાય.'

. . .

કાનાઈ ને બલાઈ પ્રલયમૂર્તિ બની ગયા, ને મારામારી કરવા દોડયા. માએ તેમને પકડી રાખી કહ્યું : 'ભગવાન બધું જુએ છે. નિર્દોષના અપમાનમાં ભગવાનનું અપમાન છે.'

આમ કહી માસી બંને છોકરાઓને સાથે લઇ ઘરમાંથી બહાર નીકળી ગઈ.

દોખે ને ચોખે, નોકર ચાકર ને દાસી, ગાડીવાળો ને પટાવાળો બધા જોઈ રહ્યા.

: ૩ :

અપમાનના દીવાના તીવ્ર પ્રકાશમાં બંને છોકરાઓએ, માને લઇને કાંટાવાળા કઠીન રસ્તે ચાલી ચાલીને ભયંકર દુઃખની દશા પૂરી કરી.

કાનાઈ ને બલાઈ હાઇકોર્ટમાં જાણીતા વકીલ બની ગયા. ઘરમાં સરસ વહુ આવી છે, એક બે પોતરા પોતરી પણ છે—સુખનો મેળો જામ્યો છે.

માએ કહ્યું ; 'મરતા પહેલાં કાશીવાસ કરવાની મારી ઇચ્છા છે. એટલી મારી ઇચ્છા હવે પૂરી કરો.'

છેવટે એક આસો મહિનામાં, નવરાત્રિની રજાઓમાં મનપસંદ ઘર શોધી કાઢી, બંને ભાઇઓ માને શ્રી કાશીધામમાં મૂકી આવ્યા.

વરસ પૂરું થાય એ પહેલાં તો શ્રાવણ મહિનો ઉતરતાં, ઓચિંતાની મા કાશીથી દેશમાં પાછી આવી. ઘરમાં સૌને ભારે નવાઇ લાગી.

માએ કહ્યું : 'મારા છોકરા થઈને તમે અપૂર્વને જેલમાં પુરાવા દેશો ? આ અક્કલ તમારી ?'

કાનાઈએ કહ્યું : 'તારા દીકરા છીએ એટલે જ તો તારા અપમાનની આગ રાત ને દિવસ અમારાં મનમાં ભડભડ બળ્યા કરે છે. જૂઠો ચોરીનો અપવાદ માથે મૂકી, સૌના દેખતાં, મારી માને ઘરમાંથી બહાર કાઢી મૂકી હતી એ જો અમે કદી ભૂલી જઈએ તો મહા પાપના ભાગીદાર થઈએ.'

માએ કહ્યું : 'ભૂલવાનું કોણ કહે છે ? પણ જો મનમાં એની આગ હોય તો એવું જ ભયંકર અપમાન કોઈ બીજાના માથા પર ઠોકી બેસાડવાનું કેમ સૂઝે છે ? જે દિવસે તમને બેયને લઈને હું ઘરમાંથી બહાર નીકળી એ વખતે મારા મનમાં શું હતું એ ભૂલી ગયા લાગો છો ! તે વખતે મને થતું હતું કે હું સ્વપ્ન માત્ર બની જાઉં. ક્યાંયે મારું નામનિશાન ન હોય તો સારું ! મને થતું હતું કે દુનિયાનો પ્રકાશ મારો દુશ્મન છે, દેવતા મારો દુશ્મન છે, ધરતી મારી દુશ્મન છે—ધરતીની છાપ મારા માટે અસહ્ય અપમાનથી ભરેલી છે. તેથી તો ભગવાનની પાસે એવી પ્રાર્થના કર્યા કરું છું કે આ ઓખું ટ ધરતી પર એવી લાંછના કોઈને ભોગવવી ન પડજો !'

વાત શું બની હતી તેની બહુ થોડા માણસોને ખબર છે, તેથી હું તે અહીં કહું છું.

બાર વરસ પછી અપૂર્વે રાત્રે એક દિવસ કાનાઈ ભાઈને ઘેર દર્શન દીધાં. એક પછી એક ત્રણ થિયેટર સાફ કરી, છેવટે તેણે કોઈ વેપારીની ઑફિસમાં કૅશિયરની નોકરી લીધી હતી. ત્યાં છેવટે આજે, રોકડ રકમ ઉચાપત કરવાનો ને ખોટા હિસાબ લખવાનો આરોપ તેને

માથે આવ્યો હતો. હાથમાં બેડીઓ પણ પડી હશે. તેથી તે વકીલ ભાઇને ઘેર દોડી આવ્યો, ને માથું કૂટવા લાગ્યો.

કાનાઇએ કહ્યું : 'તારો વખત યાદ છે ?'

અપૂર્વ નીચું માથું કરી બોલ્યો : 'એ તો ક્યારનું પતી ગયું !'

'પતી ગયું ?' કાનાઈ ભયાનક ક્રોધથી સળગી ઊઠ્યો. 'આટલે દિવસે હવે પતશે એમ લાગે છે.'

નીચે બલાઇની ઓફિસ હતી.

અપૂર્વે રાત્રે બીતાં બીતાં તેની ઓફિસમાં પ્રવેશ કર્યો, ને કહ્યું : 'મને બચાવો !'

બલાઇને એકદમ આખા શરીરે કંપારી છૂટી. બહુ બોલવાનો એનો સ્વભાવ નહોતો. તેણે ઘંટડી વગાડી દરવાનને બોલાવ્યો.

એનો મિજાજ જોઇને જ અપૂર્વ માનભેર બહાર નીકળી ગયો.

અપૂર્વની મા એટલે મોટા ઘરની ગૃહિણી કહેવાય. એ આમને ઘેર કેમ આવે ? એનું ઘર ક્યાં ને આ ઘર ક્યાં ? તેથી ઘણી હા ના પછી તેણે એક કાગળ લખી આપી પૂર્ણને કાશી મોકલ્યો.

કાશી જઇને પૂર્ણે કહ્યું : 'માસી ! બચાવો !'

એ પછી કાશીથી મા પાછાં આવ્યાં.

કાનાઇએ માને ધીમેથી જવાબ દીધો : 'તમે જાણો તો છો, મા, તમારો હુકમ અમને માથાસાટે છે. પરંતુ આ કામ બિલકુલ અકાર્ય છે. કુદરત એમને સજા કરે, એમાં આપણે એમને બચાવવા

વચ્ચે પડીએ એ આપણે માટે પણ યોગ્ય નથી, ને એમને માટે પણ યોગ્ય નથી.'

કાનાઈ કંઈક નરમ થયો, પણ બલાઇનો ક્રોધ ઊતર્યો નહિ. તે બોલ્યો :

'માસી પોતે અહીં આવીને તારા પગમાં પડે તો વળી કંઈ વિચાર થાય.'

માએ કહ્યું : 'આ તમે શું બોલો છો ? એક દુઃખ દૂર કરવા વાસ્તે બીજા દુઃખથી તમારે એનું હૈયું વીંધવું છે ? આ શું તમારો ધર્મ છે ?'

આમ કહી તે એકદમ ઘરમાંથી બહાર નીકળી ગઈ.

બંને ભાઇઓ બૂમ પાડી ઊઠયા : 'કયાં જાઓ છો ?'

માએ કહ્યું : 'બહેનને ઘેર ! એ બધાનું દુઃખ જોઈ મારી છાતી ફાટી જાય છે. એમનું દુઃખ દૂર ન થાય ત્યાં સુધી હું એમને ઘેર રહીશ.'

'રહો, રહો, ઊભાં રહો, ઊભાં રહો, આ શું કરો છો ? લ્યો, અમે વિચાર કરીએ છીએ. ભલે, તો તારા કહેવા પ્રમાણે અમે કરીશું.'

પણ એ હવે ઊભી રહે !

અપૂર્વની માસી એકલી અપૂર્વને ઘેર જઇને ઊભી.

ઘરમાં હવે દોએ ચોએ કે ચપરાશી કોઈ નહોતું. ઘરની જૂની દાસી, વિપિનની માએ, આવીને એના પગમાં પડી પ્રણામ કર્યા.

❦

# વિનુ

વિનુની ઉમર તેવીસ વરસની હતી. તે માંદગીમાં પટકાઈ.

દવાઓ ને દાકતરો એટલા બધા થઈ ગયા કે વ્યાધિ કરતાં આધિ વધી પડી. ચિત્રવિચિત્ર છાપની શીશીઓ, ને ચિત્રવિચિત્ર માપની ડબીઓનો ડુંગર થઈ ગયો હતો.

દોઢેક વરસ દવાદારૂ કર્યા પછી પણ જ્યારે હાડકાં બળવા લાગ્યાં ત્યારે સલાહ મળી કે 'હવાફેર કરો!'

આ તકનો લાભ લઈ વિનુએ પહેલી જ ટ્રેન પકડી. લગ્ન પછી આ પહેલી જ વાર તેણે સાસરૂં છોડયું.

અમારૂં કુટુંબ એવડું મોટું હતું કે ઘીચ ઝાડી જોઈ લ્યો! એ ઝાડીમાં કુટુંબીજનોની નજર ચુકવીને કોઈ કોઈ વાર અમે મળી લેતાં, ઘડીક હસી લેતાં, ને બે શબ્દોની આપલે કરી લેતાં. પત્યું! ભાંગેલા વાજિંત્રના સૂર જેવું અમારૂં મળવાનું હતું.

આજે અચાનક જાણે ધરણી માતાએ પોતાના પ્રકાશથી ભરેલા આકાશનો દીવો ધરીને વરવહુનું વરણ કર્યું હોય એમ લાગ્યું. માંદગીને

લીધે મોટી દેખાતી આંખે વિનુને દુનિયા નવી નવી લાગી, અને એ નવી દુનિયામાં પહેલી જ વાર પતિને જોતી હોય એવું લાગ્યું.

ગાડીના પાછલે બારણે ભિખારીઓ ભીખ માગતાં ફરે છે. વિનુ પોતાની પેટી ઉઘાડી રૂપિયો કે ખાવાનું જે હાથમાં આવ્યું તે કાગળમાં વીંટીને એમને નાખી આપે છે. કારણ કે આખી દુનીયાનું દુઃખ દૂર ન થાય તો આજનો એનો આનંદ સહ્ય બને કેવી રીતે ? સંસારના આ ભાંગેલા ઘાટના કિનારેથી આજે અમે જાણે સનાતન પ્રેમના પ્રવાહમાં સફર કરવા નીકળ્યાં હતાં—એટલે પછી એ સફરમાં દાન અને ધ્યાન દ્વારા વિશ્વકલ્યાણની કામના કર્યા વગર કેમ ચાલે ?

વિનુને આજે રહીરહીને એવું જ થયા કરતું હતું કે આવડી મોટી દુનિયામાં મારા સિવાય તેનું બીજું કોઈ નથી; આગળ પાછળ, ડાબા જમણી ક્યાંયે પણ કોઈ સસરો નથી કે જેઠ નથી. આ વિચારે એના રોમાંચ ખડાં થઈ જતા હતા.

વિલાસપુર સ્ટેશને ગાડી બદલવાની હતી. ઝટપટ અમે ઉતરી પડ્યાં. પણ છ કલાક વેઇટીંગ રૂમમાં કાઢવાના હતા.

મને થયું : ‘ આ એક ઉપાધિ થઈ. ’

વિનુએ કહ્યું : ‘ કંઇ નહિ, સારૂં થયું. ’

કારણ કે એના આનંદનો આજે પાર નહોતો.

રસ્તા પર થતો અવાજ સાંભળી આજે તે ચંચળ બની ગઇ હતી, તેથી આનંદથી તેણે ચાલી નાખ્યું. ઘડીકમાં તે પહોંચી ગઈ.

વેઇટિંગરૂમનું બારણું ઉઘાડી મને કહે—

"જુઓ, જુઓ! એક્કાગાડી કેવી ચાલે છે! અને પેલી વાછડી જોઈ? ઓ મા! કેવું રૂષ્ટપુષ્ટ સુંદર શરીર છે! એની માની આંખમાં કેવો ઊંડો પ્રેમ છે! અને પણે તળાવની ઊંચી પાળ દેખાય છે,—પેલું પાટાની પાસે પીપળાના ઝાડ હેઠળ નાનું શું ઘર છે, કારકુનો રહેતા હશે નહિ?—હા! એ લોકો કેવા સુખી છે!'

વેઇટિંગરૂમમાં મેં બિસ્તરો પાથરી દીધો ને કહ્યું: 'વિનુ, હવે જરા શાંતિથી આરામ લે.'

પછી મેં પ્લેટફોર્મ પર ખુરશી ખેંચી, એક અંગ્રેજી નવલકથા ખરીદી લાવી વાંચવા માંડી.

કેટલીયે માલગાડીઓ પસાર થઈ ગઈ, કેટલીયે પેસેંજર ગાડીઓ ગઇ, ત્રણ કલાક થઇ ગયા.

એવામાં વેઇટિંગરૂમના બારણા આગળ આવીને વિનુએ કહ્યું: 'એક વાત કહું.'

હું અંદર ગયો કે તરત કોઇ ભૈયાની છોકરી મને જોઈ, સલામ કરી, બહાર નીકળી પરસાળનો થાંભલો પકડીને ઊભી રહી.

વિનુએ કહ્યું: 'એનું નામ રૂકમણી છે. પણે કુવા પાસે ચાલી દેખાય છે ત્યાં એ રહે છે. એનો વર ગાડી પર મજૂરી કરે છે. તેરસો કે એવી સાલમાં એના દેશમાં દુકાળ પડ્યો, એટલે જમીનદારના ત્રાસમાંથી છૂટવા એ ને એનો વર બેય જણાં અહીં નાસી આવ્યાં. સાત વીઘાં જમીન એમની પાસે હતી, કયું ગામ કહ્યું—કઈ નદી કહી—'

મેં હસીને વચમાં જ કહ્યું: "કદાચ રૂકમણીનું જીવનચરિત્ર પૂરું થતા પહેલાં અહીં ગાડી આવી પહોંચશે. બાકી મારું માનીને જો જરા થોડામાં કહો તો કોઇને કંઈ નુકસાન થવાનો સંભવ નથી."

ભવાં ચડાવી, આંખો કાઢી વિનુએ ચિડાઈને કહ્યું : ‘ કદી નહિ, હું કદી થોડામાં કહેવાની નથી. કયો ઓફિસનો ટાઇમ વહી જાય છે ? ખાલી ખીવડાવો છો તે ! કહું છું, બધી વાત પહેલેથી સાંભળવી પડશે. ’

નોવેલ વાંચવાનો નશો કોણ જાણે કયાં જતો રહ્યો ! ગાડીના મજૂરની એ લાંબી કહાણી વિસ્તારથી મારે સાંભળવી પડી.

મુદ્દાની વાત છેલ્લી આવતી હતી, તે જરા કીમતી હતી.

“ મજૂરની છોકરીને પરણાવવાની છે. તેને માટે હાંસળી, બંગડીઓ, તાવિજ વગેરે ઘડાવવાનું છે. બહુ કરકસર કરે તો પણ તેને પચીસ રૂપિયાથી ઓછું ખરચ થાય તેમ નથી. એની ચિંતાથી રૂકમણી બિચારી બહુ મુંઝાઈ ગઈ છે. તેથી એની ચિંતા દૂર કરવાનો ભાર અત્યારે તો તમારે માથે પડેલો છે. આજે ગાડીમાં બેસતાં પહેલાં ગમે તેમ કરીને તમારે એને, બસ, પચીસ રૂપિયા આપવાના છે.”

અજબ વાત તો !

આવું કદી કોઈએ સાંભળ્યું હશે ખરું ?

જાતે કાંતો ઢેઢ હશે, કે ભંગી હશે. પેઇટિંગરૂમમાં સાફસુફીનું કામ કરે છે. એને મારે પચીસ રૂપિયા આપવાના !

આવું ચાલે તો પછી દેવાળું કાઢવાને વાર શી ?

મેં કહ્યું :

‘ ભલે, ભલે ! એમ. પણ મારી પાસે સો રૂપિયાની નોટ છે અને એ હમણાં વટાવવાની નથી ! ’

વિનુએ કહ્યું : ‘ આ ઇસ્ટેશન પર જ વટાવી લોને, શું વાંધો છે !

‘ ઠીક, તો એમ. ’

આમ કહી એ છોકરીને હું દૂર બોલાવી લઈ ગયો, અને પછી તેને સારી પેઠે ધમકાવી નાખી.

'તારી નોકરી કેમ રહે છે તે જોઉં છું હવે ! પેસેંજરોને છેતરતી ફરે છે, કાં ? તારી બદમાશી સોંસરી કાઢી નાખીશ."

આમ કહી બે રૂપિયા આપી મેં એને વિદાય કરી દીધી.

જીવનમંદિરમાં અંધારૂં કરીને દીવો ઓચિંતો હોલાઈ ગયો. બે મહિના પૂરા થતાં થતાંમાં હું પાછો આવ્યો.

વિલાસપુરમાં આ વખતે મેં પગ દીધો ત્યારે હું એકલો હતો.

મરતી વખતે મારા પગની રજ લઈ વિનુએ મને કહ્યું હતું : 'આ જીવનનું બીજું બધું હું ભૂલી જઈશ, પણ વૈકુંઠમાં લક્ષ્મીદેવીની સેંથીમાં અક્ષય સિંદૂર શોભે છે તેમ આ છેલ્લા બે મહિનાને અનંતકાળ સુધી હું મારા મસ્તક ઉપર ધારણ કરી રાખીશ. આ બે મહિના તમે અમૃતથી છલકાવી દીધા છે, એ વાત મનમાં રાખીને હું જાઉં છું.'

હે અંતર્યામી ! આજે મારે વિનુને કહેવું છે કે એ બે માસનો અર્ધ્ય મેં પૂરો ધર્યો નથી, એમાં પચીસ રૂપિયા ખૂટે છે. આજે રૂકમણીને હું લાખ રૂપિયા આપું તો પણ એ ખોટ પુરાવાની નથી.

વિનુ જે બે મહિનાને પોતાની સાથે લઈ ગઈ છે તે બે મહિનામાં મેં આ ગાબચી રાખી છે તેની તેને ખબર નથી.

વિલાસપુર ઉતરીને મેં સૌને પૂછવા માંડ્યું : 'પેલી રૂકમણી ક્યાં છે ?'

પ્રશ્ન સાંભળી સૌ નવાઈ પામી ગયા—રૂકમણી કોણ છે તેની જ કોને ખબર હતી !

યાદ કરી કરીને મેં કહ્યું : 'પેલી ઝામરુ કુલીની વહુ.'

ત્યારે સહુએ કહ્યું : 'હવે એ લોકો અહીં નથી.'

મેં પૂછ્યું : 'તો ક્યાં હશે ?'

સ્ટેશન માસ્તર ખીજાઈને બોલી ઊઠયા : 'એ કોને ખબર !'

ટિકીટ માસ્તર હસીને બોલ્યા : 'એ લોકો મહિનો થયાં દાર્જી-લિંગ, નહિતો કાશ્મિર, નહિતો આરાકાન ગયા છે.'

'એનું સરનામું કોઈને ખબર છે ?'

સાંભળી બધા ગુસ્સે થઈ ગયા. એવાનું સરનામું રાખવાની કોઈને શી ગરજ હોય ?

હું કેવી રીતે એમને સમજાવું કે અરે ભાઈ! જે સૌથી તુચ્છ છે તેની જ આજે મને સૌથી વધારે જરૂર પડી છે. મારી ખોટને ભરપાઈ કરવા માટે મારે આજે તેનું જ કામ છે. નહિતો,

'આ બે મહિના તમે અમૃતથી છલકાવી દીધા છે'

—વિનુના મુખના એ છેલ્લા શબ્દો હું જીવનભર કેવી રીતે માથે વેઠી રહીશ ?

હું જીંદગીભરનો દેવાદાર રહી ગયો.

મારું જુદાણું ચિરંજીવ બની ગયું.

# ખોલો બારણાં !

દાક્તર ભલેને ગમે તેમ કહે, ખોલી નાખો, ખોલી નાખો, ખોલી નાખો મારા માથા પરની એ બે બારીઓ ! ભલે શરીર પર પવન લાગે.

દવા ?

હવે મારું દવા ખાવાનું પૂરું થઈ ગયું છે ! કડવી મીઠી કંઈકંઈ દવાઓ આ જીંદગીમાં ખાધી છે, રોજ રોજ, ઘડીએ ને પળે ! જીવવું એ જ જાણે મારો રોગ બની ગયો છે ! કેટલી દવાઓ, ને કેટલા દોરા ધાગા ! જરાય ગફલત થઈ તો શુંનું શું થઈ જાય. આ સારું ને આ ખોટું, એમ જેણે જે કહ્યું તે બધું આંખો મીંચી માથે ચડાવી, મોં પર ઘુમટો ઓઢી, મેં તમારા ઘરમાં આજકાલ કરતાં બાવીસ વરસ પૂરાં કર્યાં છે.

સૌએ મારાં વખાણ કર્યાં, મને સતીલક્ષ્મી કહી, ભલી બાઈ કહી !

આ ઘરમાં હું આવી ત્યારે નવ વરસની છોકરી હતી. ત્યારપછી આ પરિવારની લાંબી ગલીમાં થઇને, સૌનું મન સાચવવાના ભારથી લદાયેલું જીવન ખેંચી ખેંચીને, છેવટે હું આજે પ્રવાસને છેડે આવી પહોંચી છું. સુખદુઃખનો જરીકે વિચાર કરી જોવા મને વખત જ ક્યાં હતો !

આ જીવન ઠીક છે કે અઠીક છે, કે પછી ગમે તે કંઈક છે, એ સમજવાનો કે આગળ પાછળનો વિચાર કરી જોવાનો મને વખત જ ક્યારે મળ્યો છે તે! એક સરખા થાક્યા સ્વરે, કામકાજની ઘાણી ગોળ ગોળ ફર્યા જ કરી છે.

બાવીસ વરસ લગી કામના ઘેનમાં આંધળી એવી હું એ ઘાણીએ બંધાયેલી રહી છું.

હું શું છું તેનીયે મને ખબર નથી, અને આ વિરાટ પૃથ્વી ક્યા ધનથી ભરેલી છે તેનીયે મને ખબર નથી. માણસની કઈ વાણીથી મહાકાલની વીણા રણઝણે છે એ પણ મારે કાને પડ્યું નથી. હું તો માત્ર આટલું જ જાણું છું કે રાંધવું ને પછી ખાવું ને પછી રાંધવું. બાવીસ વરસ મેં આમ ઘાણીએ જોતરાઈને પૂરાં કર્યાં છે.

હવે લાગે છે જાણે એ ઘાણી અટકી છે.

હાશ, તો સારું થાય! હવે દવાનું શું કામ છે?

વસંતઋતુ બાવીસ વખત વનનાં આંગણામાં આવી ગઈ. એની ગંધથી પાગલ બનેલા દખણાદા વાયરાએ જળસ્થળના હૈયાહિંડોળાને ઝોલે ચડાવ્યો. તેણે હાક મારી: 'ખોલો, બારણાં ખોલો!'

પણ એ ક્યારે આવી ને ક્યારે ગઈ તેની મને ખબર પડી નથી.

કદાચ મારા મનની અંદર, છૂપી રીતે એણે ચાળો કર્યો હશે, કદાચ કામ કરતાં કરતાં મને ચમકાવીને કામમાં ભૂલ પણ પડાવી હશે, કદાચ જન્મજન્માન્તરની કોઈ વ્યથા હૃદયમાં લાગી આવી પણ હશે, એ વિહ્વળ ફાગણમાં, કોઈનાં પગલાંનો અવાજ સાંભળ્યો હોય તેમ

પ્રાણ વ્યાકુળ બની, સુખદુઃખ ભૂલીને કદાચ કોઈની રાહ પણ જોઈ રહ્યા હશે.

તમે ઑફિસેથી સાંજે આવતા, અને તરત કોઈને ત્યાં શેતરંજ રમવા ચાલ્યા જતા.

જવા દો એ વાત!

જીવની એ બધી ક્ષણિક વ્યાકુળતાઓ આજે શા સારૂ યાદ આવતી હશે!

બાવીસ વરસ પછી આજે આ પહેલી જ વાર મારા જીવનમાં વસંતઋતુ આવી છે. બારીમાંથી બહાર આકાશ ભણી નજર કરતાં, આજે ક્ષણેક્ષણે, અંદરથી મારો પ્રાણ જાગી ઊઠે છે—

હું નારી છું; હું મહિમામયી છું; ચાંદનીની વીણામાં આકાશના ચંદ્રમાએ આખી રાત જાગીને મારા સૂરે સૂર મિલાવ્યો છે.

હું ન હોત તો આભના તારાઓનું ઊગવું નકામું થાત, અને બાગમાં ફૂલોનું ખીલવુંયે નિરર્થક થાત.

બાવીસ વરસ લગી મને લાગ્યું કે હું તમારા ઘરમાં અનંતકાલ સુધી પુરાયેલી છું. તોયે મને તેનું દુઃખ નહોતું; જડભરતની પેઠે દિવસો કાઢ્યા છે, અને હજી બચી હોત તો હજી કાઢત!

બધી દુનિયા સતીલક્ષ્મી કહીને મારાં વખાણ કરે છે. ઘરને ખૂણે ભરાઈને લોકોનાં વેણ સાંભળવાં એ જ જાણે મોટી સાર્થકતા ન હોય!—

પરંતુ આજે મારું બંધન કપાઈ ગયું છે!

આ અગાધ અનંત સાગરસંગમમાં જન્મ અને મરણ એક બની

ગયાં છે, અને રસોડાની બધી દિવાલો એના અતલ ઉદરમાં, એક ક્ષુદ્ર તરંગની પેઠે, કોણ જાણે ક્યાં મળી ગઈ છે !

આટલે દિવસે જાણે પહેલી જ વાર, વિવાહનાં વાજાંનો ધ્વનિ પૃથ્વી અને આકાશને ભરી દે છે !

મારાં તુચ્છ બાવીસ વરસ ભલેને ઘરના ખૂણાની ધૂળમાં પડ્યાં રહેતાં !

મૃત્યુના મંદિરમાં જેણે મને બોલાવી છે, તે મારે બારણે આજે રાહ જોતો ઊભો છે. તે કેવળ મારો સ્વામી નથી; એટલે તે કદી પણ મારી અવગણના નહિ કરે !

મારા હૃદયમાં જે અખૂટ સુધારસ ગુપ્ત ભરેલો પડ્યો છે તે એને જોઇએ છે.

તારાઓની સભામાં, અનિમેષ નેત્રે મને જોઈ રહેલો આ રહ્યો એ !

સૃષ્ટિ મધુર છે, હું નારી મધુર છું, મરણ મધુર છે, હે મારા અનંત ભિખારી !

ખોલી નાખો, ખોલી નાખો બારણાં !

નકામાં બાવીસ વરસ દૂર હટાવીને, મને કાલસાગરની પાર લઈ જાઓ !

# બળ્યા મોંની !

સફરી જહાજમાં છોકરા છોકરીઓનું લશ્કર ભરીને, નસીબ તેમને પેલે પારથી આ પાર લઈ આવે છે. એક જ છાબડીમાં ભરીને આણેલાં ચંપાનાં ફૂલ જેવાં એ બધાં એક જ સરખાં હોય છે.

પછી અંધારામાં મન ફાવે તે ઘરમાં, મન ફાવે તેને તે મૂકી આવે છે !

ત્યારથી એ બધાંની નવી નવી વાર્તાજાળ ગુંથાવા માંડે છે— સુખદુઃખે દિવસો પસાર થાય છે.

એક પછી એક ત્રણ છોકરીઓ પછી, શૈલે જ્યારે એના બાપને ઘેર જન્મ લીધો, ત્યારે એની માને નીચું જોવા જેવું લાગ્યું; તેને થયું, ક્યાંથી આ ભિખારડી બલાને હું ઘરમાં બોલાવી લાવી !

ખેડૂત વરસાદ માગે ત્યારે પથરાની વૃષ્ટિ વરસે એવું આ થયું.

ગુનો નહોતો કર્યો તોયે ગુનેગારની પેઠે શૈલબાળાની જીંદગી શરૂ થઈ; અને, ડગલે ને પગલે એ ગુનાની માત્રા વધતી જ ચાલી.

જે અનાદર વગર કારણે, પોતાની મેળે જાગી ઊઠે છે તે હમેશ પોતાની મેળે જ વધતો ચાલે છે. શૈલબાળાની મા એને ‘બળ્યા મોંની’

કહે છે. બાપ ધમકાવ્યા કરે છે: અભાગણી, કોણ જાણે કયો શાપ માથે લઇને આવી છે !

જીવતી રહી, મરી ન ગઇ એ જ માત્ર શૈલબાળાનું પાપ હતું !

આખો દિવસ તેઓ ગાળો દીધા કરતાં, અને એમની ગાળોની મેશ લગાડી નિર્મળને મલીન બનાવી જોતાં.

પોતાના મનના વિકારને લીધે જ તેઓ એને શૈલ કહેતા, પણ એમને મન શૈલ તે વિધિને મન શૈલ નહોતી.

હું ઘરડું માણસ; એમનો પડોશી હતો. મહોલ્લામાં માત્ર એક મારી જ સાથે એ અભાગી છોકરી હળતીભળતી. 'દાદા' કહીને મારી ડોકે વળગી પડી, મારા ખોળામાં આવી બેસતી.

હું નામ પૂછું તો શૈલ મને હસતી હસતી કહેતી : ' મારું નામ બળ્યા મોંની ! '

જ્યારે હું તેનું મોં ઊંચું કરી પૂછતો : ' હું તારો કોણ છું, કહે જોઉં ! '

એ કહેતી : ' દાદા, તમે મારા વર ! '

આવી રીતે અમે ભેગાં થતાં ત્યારે હસાહસ કરતાં.

શૈલબાળા ઉંમરલાયક થઈ, પણ હજી એના વિવાહ થયા નહોતા— અપરાધ ઉપર અપરાધનો ભાર વધી રહ્યો હતો.

છેવટે બ્રહ્મદેશમાંથી વર મળી ગયો.

માત્ર થોડાક જ દિવસની એને રજા મળી હતી, એટલે શુભ કાર્ય જલદી પૂરું કરી છોકરીને લઇ એણે રંગૂન દોડી જવાનું હતું.

શૈલને મેં હસીને કહ્યું: 'કાં ભાઈ, છેવટે ઘરડા વરને છોડીને જુવાનને શોધી લીધોને ?'

એકદમ એની આંખો છલછલ આંસુથી ભરાઇ આવી.

મેં કહ્યું: 'છિ છિ! આ શું ? શૈલ, રડે છ શું કરવા ? આજે રડાય ?'

બોલતાં બોલતાં મારી આંખનાં પાણી હું ખાળી શક્યો નહિ.

વિવાહનાં વાજાં વાગ્યાં,

હાય ! 'બળ્યા મોંની' અનાદરનું ઘર છોડીને વિદાય થઇ.

જતાં જતાં મને કહેતી ગઈ: 'દાદા ! તમને નિમંત્રણ આપતી જાઉં છું. મારા માથાના સમ !—આવજો, આવજો !'

'આવીશ, આવીશ, જરૂર આવીશ, બહેન !'

આગળ કંઈ પણ બોલ્યા વગર આશીર્વાદની માળા મેં એના ગળામાં પહેરાવી દીધી.

ચોથે દિવસે સવારે સમાચાર આવ્યા કે ઇરાવતીના મુખ આગળ, કશાકનો ધક્કો વાગવાથી શૈલવાળું જહાજ ડૂબી ગયું છે.

વળી નસીબ, શૈલને પોતાની સાથે ઉપાડી, નૌકામાં નાખીને કોણ જાણે ક્યાં લઈ ગયું !

એ કેમ આવી, ને કેમ ગઈ એ કોને ખબર છે !

પણ એક મારા વાસ્તે નિમંત્રણ મૂકી ગઈ છે.

'આવીશ, આવીશ, આવીશ, બહેન ! બહુ વાર નથી. તેં સમ ખવડાવ્યા છે, તે શું હું ભૂલી જઇશ, બહેન ?' હું મનમાં બોલ્યો.

બીજી પણ એની એક નિશાની એ ઘરમાં મૂકી ગઈ છે એની મને પાછળથી ખબર પડી. હૃદયની વ્યથા નીતારીને, એ વાત અહીં લખી રાખું છું.

દિવસ પર દિવસ ચાલ્યા જાય છે. હું એ લોકોને ઘેર હવે જતો નથી. એકલો એકલો મારા હૃદયનો ભાર વહીને, મારા ઘરના ખૂણામાં, ગુપચુપ બેસી રહું છું.

એવામાં એક દિવસ સાંજે, શૈલનો બાપ કંઈ કામે મારે ત્યાં આવ્યો, ને બોલ્યો :

'કાકા, એક વાત તમને કહેવાની છે.

શૈલ જ્યારે નાની હતી, ત્યારે એક દિવસ મેં મારી પેટી ઉઘાડીને જોયું તો મારી હિસાબની ચોપડીની ઉપર શાહીના લપેડા કરેલા હતા. મારા માથા પર જાણે ક્રોધનું વજ્જર પડ્યું! હું તરત સમજી ગયો કે શૈલનું જ આ કામ! મારઝૂડ, ઠપકા, ગાળો, કશાની એના પર અસર થતી નથી એ જોઇ ઓચિંતાની મને એક યુક્તિ સૂઝી આવી; મેં એને તમારે ઘેર આવવાની બંધી કરી દીધી. આ સજા એને સૌથી ભારે લાગી! એ તોફાની છોકરી ક્રોધથી ધુંવાફુંવાં થતી કંઈપણ બોલ્યા કર્યા વગર ગુપચુપ બેસી રહી. બાર દિવસે એનો ગર્વ હેઠો બેઠો. મને આવીને કહે : 'હવે હું કદી તોફાન નહિ કરૂં.'

લપેડાવાળી એ હિસાબની ચોપડી અને એ પાનાં, જાણે એની આંખો હોય તેમ આજે મારા મોં સામે તાકી રહ્યાં છે. હિસાબના એ ચોપડાનું હવે કામ રહ્યું નથી; એ સજા પણ રહી નથી, એ તોફાની છોકરી પણ રહી નથી, હવે રહ્યા છે માત્ર બાળકહાથના કરેલા એ લપેડા, મારા હૃદયમાં સદાકાળને માટે જડાયેલા."

# માળા

હું જે દિવસે સવારે સભામાં ગયો, ત્યારે સિંહાસન પર રાણી બેઠી હતી; એના હાથમાં સોનાનો થાળ હતો અને થાળમાં ફક્ત એ જ એક મણીમાળા હતી.

કાશી, કાઞ્ચિ, કનોજ, કોશલ, અંગ, વંગ, મદ્ર અને મગધથી માણસોના પ્રવાહો છૂટ્યા હતા; પ્રવાસીઓનાં ટોળેટોળાં કોલાહલ કરતાં આવી રહ્યાં હતાં. જેને પૂછો 'ક્યાં જશો?' તે તરત જ કહે: 'રાણીની સભામાં.'

જેને પૂછો 'શા સારૂ?' તે આંખમાંથી તણખા વેરીને કહે: 'વિજયમાળા વરવા.'

કોઈ ઘોડા પર, તો કોઈ રથમાં દોડ્યું આવતું હતું; કોઈ રસ્તામાં ઘડીનોયે વિસામો લેવા ઊભું રહેતું નહિ. મારા મનમાં જાણે જુસ્સો ભભૂકી ઊઠ્યો, ચંચળ વીણાના તારથી મારું યૌવન થનથનાટ કરી ઊઠ્યું.

ખુશ થઈ મેં મનમાં મનમાં કહ્યું: 'હે જ્યોતિર્મયી! તારી સેવામાં હું જ વિજયી થવાનો. થાળમાંની વરમાળા હું જ વરવાનો!'

એક તરુણ પ્રવાસી હતો. તેનાં મોં પર કરુણતા હતી. પ્રભાતના તારલા જેવી તેની આંખો શી ખબર શું શોધતી હતી! બધા દોડતા હતા ત્યારે તે ઝાડ હેઠળ મૂંગોમૂંગો બેસી રહેતો. આકાશ જાણે તેને પૂછી રહ્યું હતું કે તું શાનો વિચાર કરે છે?

મેં જ્યારે તેને પૂછ્યું કે 'હાથમાં આ ખાલી છાબ લઈને જાઓ છો તે માળાની આશાએ ને?'

તેણે જવાબ દીધો: 'વિજયમાળા મારે નથી જોઈતી, ભાઈ!'

એને જોઈને સૌ હસે ને મનમાં વિચાર કરે: 'આ વળી શું કરવા અમારી સાથે આવતો હશે? આશા રાખવા જેટલીયે એનામાં હુંશ તો છે નહિ! પહેલેથી જ હાર કબૂલીને જે રણે ચડે તે ધાડ શું મારવાનો?'

સૌને આગળ જવાનો તે રસ્તો કરી આપતો. ધક્કામુક્કી કરી બીજાઓની આગળ થઈ જવા એ કદી ધસતો નહિ.

પરંતુ જ્યારે જુઓ ત્યારે એ જાગૃત દેખાતો. કોઈનો બંસીરવ સાંભળી, અધીરો બની, હાથમાં ખાલી છાબ લઈને એ નીકળી પડ્યો હતો.

તોયે પૂછતાં કહેતો હતો: 'વિજયમાળા મારે નથી જોઈતી, ભાઈ!'

મૂર્તિમતી વાણી સમી રાણી સિંહાસન પર એકલી વિરાજતી હતી. તેવે વખતે, સભામાં મારી વીણા રણઝણ રણઝણ કરતી બજવા લાગી. કોઈક વખત દીપકરાગની ચમકથી સભા ચમકે છે, તો કોઈક વખત મલ્હાર સાંભળી પાગલ બની આંખમાંથી આંસુ વહાવે છે.

સૌ ગાન સાંભળી નીચું માથું કરી, સાંજના અંધારામાં ધીરેધીરે ઘેર જતા રહ્યા.

તેમને ખાતરી થઈ ગઈ હતી કે મારો ફેરો સફળ થયો, રાણીની વિજયમાળા મને મળવાની !

પણ અમારો પેલો તરુણ સાથી ધૂળમાં આસન વાળી મૂંગોમૂંગો બેઠો હતો, અને દૈવવશાત્ જો કદાચ એકાદ ચંપાની કળી, રાણીના પાલવમાંથી ભોંય પર ખરી પડે તો સૌની નજર ચૂકવી ખૂબ જતન-પૂર્વક તે ઉપાડી લેતો, અને કાનમાં પહેરી લેતો.

સાંજે સભા પૂરી થયા પછી મેં તેને હસીને પૂછ્યું: 'સાંજ પડી, દીવાટાણું થયું; તોયે શું હજી તમારે અહીં સભામાં બેસી રહેવું છે?'

એણે હસીને જવાબ દીધો: 'મારો વારો પૂરો થાય તો ને? મારે ક્યાં વિજયમાળા જોઈએ છે, ભાઈ?'

અષાઢ ને શ્રાવણ પૂરા થયા. ગુડગુડ મૃદંગ વગાડી મારા ગાનમાં તાલ પૂરી વાદળાંની સેના વેરાઈ ગઈ.

શરદઋતુ આવી, અને ચાલી ગઈ.

નીલ આકાશના ખોળામાં તાપ અને જળનું રૂદન અને હાસ્ય પૂરું થયું.

મારા સૂરના થરેથરમાં શેફાલી ફૂલની રેલમછેલ થઈ ગઈ.

આંબો અને મહુડાંની સુગંધથી મત્ત બનેલ ફાગણ અને ચૈત્ર દક્ષિણના પવનની સાથે અંચળો ભરી ભરીને મારા ગાનના સૂરને લઈ ગયા.

એકે એક મારા કંઠે છયે ઋતુનાં ગાન પૂરાં કર્યાં:

પછી રાણીએ આસન પરથી ઊઠી, પોતાની વિજયમાળા, થાળીમાંથી મારા ખોબામાં મૂકી દીધી.

માળા ગળામાં પહેરી હું બહાર નીકળ્યો ત્યારે આખી દુનિયા જાણે મારી ચારે તરફ વંટોળની પેઠે ચકર ચકર ફરતી હોય એવું મને લાગ્યું.

સેંકડો માણસોનાં ટોળાં મને ઘેરી વળ્યાં. કોઈ દોડી આવ્યા કુતૂહલ ખાતર, તો કોઈ દોડી આવ્યા વખાણને બહાને, તો કોઈ દોડી આવ્યા અપવાદનો કાદવ ઉડાવવા.

હાય રે હાય !

સ્વચ્છ આકાશને ધૂંધળું બની જતાં વાર નથી લાગતી. આ પૃથ્વીનાં તમામ નાજુક સુખો, અને નાના મોટા આનંદનાં સ્નિગ્ધ સરળ હાસ્યો, નદીના ભાડામાં બેઠેલા ભીરુ હંસોની પેઠે ઘડીકમાં ક્યાંનાં ક્યાં ઊડી ગયાં !

હું મનમાં મનમાં વિચાર કરવા લાગ્યો કે 'આ તે મારી વિજય-માળા કે દહનજ્વાળા ?'

અરે રાણી, તારી પાસે શું બીજું કંઈ નથી ? કેવળ માત્ર આ વિજયમાળા જ છે ?

આ તારી માળા મારા જીવને ઠારતી નથી, એનો ભાર મને હૈયે વાગે છે. આ તારો પુરસ્કાર ! બહુ તો હું એને મારા ગળામાં નાખું કે માથા પર રાખું; પણ મારું હૃદય હું શા વડે ભરું એની મને કંઈ

સમજ પડતી નથી. આ માળાના તાપથી તો મારી તૃષ્ણા માત્ર વધતી જાય છે.

અરેરે! રાણી! ક્યા શાપને લીધે તારા સોનાના થાળમાંથી આ વિજયમાળા મને મળી?

કોણ જાણે કેવી રીતે મને એમ થઈ ગયું કે હજી ઘણું બાકી રહ્યું છે.— એના વિના બધું નકામું છે. કોઈ માણેક ખૂટે છે તેથી આ માળા માત્ર અડધી અડધી ને કાણી કાણી લાગે છે.

'કંઈક ખૂટે છે' એ શબ્દો શાથી મનમાં આમ ડંખવા લાગ્યા?

મેં મને કહ્યું: 'પાછો વળ, ઓ વિડંબિત! ફરીને પાછો વળ! નિર્જન સભાગૃહમાં જઈને ફરી તપાસ કર, વખતે તારા નસીબદોષે કંઈ ધૂળમાં પડી ગયું હોય! વખતે સોનાના થાળમાં બીજી કોઈ માળા ભરાઈ રહી હોય!

સાંજ પડી હતી.

આકાશમાં પવન સ્થિર હતો.

જોઉં છું તો સભાના દરવાજા બંધ હતા. હવે શોધ કરવી નકામી —હવે શું મળવાનું?

પહેલાંનો કોલાહલ પણ હવે નથી, ધક્કાધક્કી પણ નથી. પણ વૃક્ષો પણ સ્તબ્ધ છે, જાણે શિવની પેઠે યોગાસન વાળી બેઠાં છે. રસ્તો નિર્જન છે. આકાશમાં અંધારું છે. પણ રે, આ મારી માળાનાં રત્નો ચમકતાં કેમ નથી? આકાશના તારાઓની આગળ શરમાઈ ભોંઠાં પડી

મેં કેમ છુપાવી દે છે? હાય! દિવસના અજવાળામાં ભોળવાઈને હું મુગ્ધ બની જોયા કરતો હતો, પણ હવે અંધારામાં એનું પોત પરખાઈ ગયું!

આને માટે શું આટલી રસાકસી મચી હતી? આને માટે શું આખો દિવસ મેં આટલા દુઃખના દોડા કર્યા હતા?

લો, રે! લો, આ તમારી વિજયમાળા પાછી લો.

રાત વધતી ગઈ.

એકાએક તારાના અજવાળામાં મારા પેલા તરૂણ સોબતીને મેં, લાપરવાહ બની ગાતો ગાતો રાણીના કુંજવનમાં જતો જોયો.

મેં તેને ધીમેથી પૂછ્યું: 'આ નિર્જન એકાંતમાં તું ક્યાં રહે છે? ને શું કરે છે?'

તેણે હસીને કહ્યું: 'સભાની બેઠકો પૂરી થઈ, એટલે રાણી હવે બકુલવનમાં બેસે છે. હું ત્યાં એકલો રાતે વીણા બજાવું છું.'

મેં પૂછ્યું: 'મળ્યું કાંઈ તને એમની પાસેથી?'

તેણે જવાબ દીધો: 'આ જુઓને, મારી છાતી ઉપર શું ઝગારા મારી રહ્યું છે! રાણીના ખોળામાં કમળપત્રની છાબ હતી પણ કોઈનું એ તરફ ધ્યાન નહોતું. એ છાબમાં આ સંતાડેલી હતી. પણ આ વિજયમાળા નથી, વરણમાળા છે!'

# મનુ

કર્મ જ્યારે દેવતા બનીને પૂજાનું આસન રોકી બેસે છે, ત્યારે એના મંદિરની પાષાણની દિવાલો ગગનચુંબી બની ચારે દિશાઓને ઘેરી લે છે, અને પછી, એની અંદર પુરાએલું જીવન, જ્યારે ધીરે ધીરે સુકાવા માંડે છે ત્યારે એને નથી મળતો પ્રકાશ, નથી મળતો પવન, નથી મળતી શાંતિ, કે નથી મળતો કોઈ રસ. એને મળે છે માત્ર ધન, મળે છે માત્ર જશ.

પછી સ્થિતિ એવી બની જાય છે કે ક્યા મોહને લીધે એની આવી મૃત્યુદશા થઈ છે એ વાત જ તે ભૂલી જાય છે.

હું પણ એવા જ મોહના ફંદામાં સપડાઈ પડ્યો હતો; મારી એટલી બધી અવદશા થઈ ગઈ હતી કે હું જગતને ખોઈ બેઠો હતો. આસમાની આકાશની સોનેરી વાણી સવારસાંજની વીણાના તારમાં રણઝણતી, પણ તે મારા ઘરમાં પહોંચતી નહિ. ઋતુઓ પણ મારે તો માત્ર પંચાંગનાં પત્તાંમાં જ આવતી, મારા આંગણામાં તે પોતાનાં રંગબેરંગી ફૂલોનું નિમંત્રણ લઈને આવતી નહિ.

એટલે મારા અંતરમાં શાનું રૂદન છુપાયેલું હતું એ જાણવાની મને ફૂરસદ મળી નહોતી. મારા પ્રાણ ઉપવાસે મરતા હતા, પણ તે

ચુપચુપ સહન કરીને, કર્મના રથમાં ચડીને, ધામધૂમપૂર્વક હું નિષ્ફળતાની મરૂભૂમિમાં આગળ વધી રહ્યો હતો.

ત્રણત્રણ ચારચાર સભાઓ મારે ખભે વળગેલી હતી; દૈનિકો અને સાપ્તાહિકોમાં ખોટી ખોટી સિંહગર્જનાઓ કરવી પડતી; બીડનકુંજમાં મિટિંગ થાય તો મારે વક્તા થવું પડતું; ગરમ ગરમ રિપોર્ટ લખવો પડતો; સેનેટ અને સિન્ડિકેટમાં પટાબાજી ખેલવી પડતી. આ ઉપરાંત ઑફિસ તો ખરી જ.

આવી રીતે કામમાં ને કામમાં મારાં દિવસ ને રાત કોણ જાણે ક્યાં પસાર થઇ જતાં !

મિત્રો કહેતા : 'આ તમે શું કરવા માંડયું છે ? વગર મોતે મરવું છે શું ?'

હું હસીને જવાબ દેતો : 'શું કરું ભાઇ ? દોડાદોડી કરવાનું તે કાંઈ મન થતું હશે ? જરાક ઢીલું મૂકું છું તો એકદમ ગોટાળો વળવા માંડે છે ને કામ વધી પડે છે—શું કરું, કોઈ રસ્તો દેખાડો છો તમે ?'

જાણે વિશ્વકર્માએ પોતાની હેડ ઑફિસનો બધો ભાર મારા માથા પર નાખી દીધો હોય એમ હું રાતને દિવસ કામમાં વ્યાકુળ રહેતો !

બે ત્રણ રાત માથે કરી ગઈ સાલનો વાર્ષિક રિપોર્ટ જોરદાર ભાષામાં લખીને મેં તે દિવસે પૂરો કર્યો. નવી સાલના સેક્રેટરીની ચૂંટણી થવાની છે એટલે એના વોટ મેળવવા ત્રણેક અઠવાડિયાં હેરાન થયા વગર છૂટકો નથી. પાનખરમાં જેવી રીતે વૃક્ષો પાંદડાંનો ભાર ખંખેરી નાખી, માત્ર ડાળીઓ લઇને જ ઊભે છે—માત્ર પાંદડાં વેરવાનાં, માત્ર સુકાઈ મરવાનું—તેવી મારી મનોદશા થઈ હતી. સવારથી સાંજ સુધી એક જ ટેબલ આગળ બેસી રહેવાનું, માત્ર કાગળો લખવા મોકલવાના, ને સુકાઈ મરવાનું.

'ખાવાનું થઈ ગયું છે' ની બૂમ આવે, પણ હું ધ્યાન જ આપું નહિ. ફરી જો બૂમ આવે તો ગુસ્સામાં તડૂકું: 'મરવાનીયે અત્યારે ફુરસદ નથી, ખાવાની ક્યાં વાત કરો છો?'

અઢી વાગ્યા હશે. મહોલ્લો નિર્જન હતો. ચાર પાંચ ચકલીઓ સિવાય કોઈ જ સળવળતું નહોતું.

એવે વખતે પટાવાળો હાથમાં ટપાલનો કાગળ આપી ગયો. વખતે કોઈ જરૂરી કાગળ હશે એમ ધારી મેં એ ખોલ્યો તો કાચા અક્ષર ને વાંકીચૂંકી લીટીઓ ઘડીકમાં ઊંચે જતી તો ઘડીકમાં નીચે પડતી; અલ્પવિરામ, પૂર્ણવિરામ તો મળે જ નહિ.

છેલ્લી લીટીમાં લખનારનું નામ લખેલું હતું: 'મનોરમા.'

હવે વાંચવાની જરૂર રહી નહિ; હશે કોઈ વિધવાનો કાગળ. જૂઠી જૂઠી વાતો લખી મદદની ભીખ માગી હશે. કાગળ ફાડી નાખી હું ફરી કામે લાગી ગયો.

આવી રીતે ત્રણ અઠવાડિયાં કોણ જાણે કયા અતલ સાગરમાં ડૂબી ગયાં. સૂર્ય પૂર્વમાં ઊગે છે કે પશ્ચિમમાં એ પણ ભૂલી ગયો હોઉં એવા રૂવાબથી હું પગ દેતો હતો.

મતગણતરી થઈ. હું હારી ગયો. શત્રુપક્ષ મારું આસન કબજે કરી બેઠો.

તે પછી છાપાંમાં સામસામી નિંદાઓ ને ટીકાઓ ચાલી.

કામમાંથી એકદમ ઘણી ફુરસદ હાથ આવી ગઈ. એનું શું કરવું તેનો, આરામ ખુરશીમાં પડ્યો પડ્યો વિચાર કરતો હતો. એવામાં

એક દિવસ ઓચિંતાનો દખ્ખણનો વાયરો આવ્યો, ને એક ફાટેલા કાગળનો ટુકડો આવીને મારા ખોળામાં પડ્યો.

બેધ્યાનપણે મેં એ ટુકડો હાથમાં લીધો ત્યાં આ શબ્દો નજરે પડયાં : 'મનુને શું હવે ભૂલી ગયા ?'

મનુ ? મારી મનોરમા ? નાનપણમાં સાથે રમતા એ જ આ મનુ ?

એકદમ આંખના પલકારામાં, મારા ખોવાઈ ગયેલા વસંતકાળે પૂરની પેઠે ધસી આવી, બધી દિશાઓને ભરી દઈ મને ડુબાડી દીધો.

એ જ તો મારી જૂની પડોશણ. ઝમઝમ ઝાંઝર વગાડતી ચાલતી તે;

એ જ તો અનંતમાંથી ભૂલો પડીને ઊતરી આવેલો મારો આ જનમનો પ્રભાતપહોરનો તારો;

એ જ તો મારા બાળપણમાં શેફાલી ફૂલના ખોળામાં હીંચતી શુભ્ર શિશિર;

એ જ તો મારી મુગ્ધ આંખોનો પ્રથમ પ્રકાશ;

આ ભૂમંડળનાં તમામ શુભોમાં સૌથી મોટું શુભ.

ઊંઘમાંથી હું જાગતો તેવો જ સીધો એને ઘેર દોડી જતો. એની જ સાથે દિવસની પહેલી રમત શરૂ થતી;

પીઠ ઉપર ઝૂલતા લાંબા કેશવાળી, સ્નેહાળ મોટી મોટી આંખો વાળી, અમૃતથી ભરેલા કંઠવાળી, એ આનંદી મૂર્તિ મને અત્યારે યાદ આવે છે.

મારા હજારો જુલમો તે અપૂર્વ ધૈર્યથી સહન કરતી. બધી બાબતોમાં તે મારાથી હાર કબૂલ કરતી.

હું ઝાડની ઊંચી ડાળીએ ચડીને જોરથી હિંચકા ખાતો, ને પડ્યો, પડ્યો કરી તેને બીવડાવતો, ત્યારે તે કેવી રડું રડું થઈ જતી, ને દયામણા અવાજે વિનવતી એ હું કેમ ભૂલી શકું ?

હું જ્યારે બાપાને હાથે માર ખાતો ત્યારે એ કેવી મુંગી વેદના અનુભવતી એ મને અત્યારે યાદ આવે છે; તે કેટલી રડતી, ને મારો વાંક ઢાંકી દેવા કેટલાં બહાનાં શોધી કાઢતી ! જરા મોટી થતાં એ મારી આગળ આવીને એનો પાઠ બોલી જતી. પાઠોમાં એને હમેશાં ભૂલો પડતી, પણ એ જોઈ હું જરા હસતો તે એનાથી સહન થતું નહિ, તે શરમાઇને રડી પડતી. મારા હાથમાં મોટી મોટી અંગ્રેજી ચોપડીઓ જોઇ, મારી વિદ્યાનો ભાર કોણ જાણે ક્યા આકાશ લગી પહોંચી ગયો છે એવું એને થતું ! ગમે તેવી અઘરી બાબત હોય પણ મારી આગળ તે સાવ સહેલી છે એવું તે માનતી.

એવામાં ઓચિંતાના એક દશમે દ્વારીગ્રામમાં ઠાકોરજી પધરાવવા જવાના રસ્તાની બાબતમાં બંને પક્ષના નોકરચાકરો વચ્ચે શેરીની વચ્ચોવચ્ચ બોલાચાલી અને મારામારી થઈ ગઈ. એમાંથી પછી મારા બાપાની સાથે મનુના બાપાને કોરટકજીયા થયા. છેવટ સુધી કોઇએ કોઇને ક્ષમા આપી નહિ. અમારાં જવા આવવાનાં બારણાં બંધ થઈ ગયાં. આકાશ જાણે કાળાં વાદળાંથી છવાઈ ગયું; કોણ જાણે ઓચિંતાની એ દશમ વાવંટોળીઓ લઇને ક્યાંથી આવી પહોંચી કે મારી પ્રતિમાનું એમાં વિસર્જન થઈ ગયું.

બહારગામ જવાનું થયું ને મળવા કરવાનું બંધ થઈ ગયું, ત્યારે

ક્યા પ્રભાતના સૂરે, કોને હાથે, મારી પ્રાણની વીણા પહેલી રણઝણી ઊઠી હતી એની મને ખબર પડી. ગાઢ વેદનાની અંદર, અંધારીઆ પટ ઊપર સંધ્યા–તારાની પેઠે તેનું મુખ ફૂટી નીકળ્યું, અને એકદમ મને ભાન થઈ ગયું કે તે મારી કોણ હતી ને કોણ નહોતી !

આંખનો પરિચય બંધ થઈ ગયો ત્યારે પ્રેમની શિખા સળગી ઊઠી !

તે પછી કેટલાંયે વરસ પસાર થઈ ગયાં.

પરીક્ષા પાસ કર્યા પછી ફરી એકવાર હું ગામમાં ગયો હતો. જઇને જોયું તો મનોરમાનું ઘર કોઇ શણના વેપારીએ કંઇ કેટલોયે વખત થયાં ખરીદી લીધું હતું; અને મનુને પરણી એનો પતિ એને ક્યાં લઈ ગયો હતો તેનો કોઈ મને પત્તો આપી શક્યું નહિ.

એ જ મનુએ આજે આટલાં વરસનો અજ્ઞાતવાસ તોડીને એના પત્રમાં શી ખબર શું લખ્યું હશે ! નિષ્ઠુર સંસારે એને શું દુઃખ દીધું હશે—મૃત્યુ હશે ? ક્ષતિ હશે ? અત્યાચાર હશે ? એની હૃદય–વ્યથાની સાન્ત્વના શું કેવળ તેના બાળસખાની પાસેથી જ મળે એમ હશે ?

કાગળના બાકીના ટુકડા શી ખબર દુનિયામાં ક્યાં ઊડી ગયા હશે—એ હવે ઓછા જ શોધ્યા હાથ લાગવાના છે ? 'મનુને શું ભૂલી ગયા ?'—એ પ્રશ્ન શું અનંતકાળ લગી, મારા જગતની આંખનાં પોપચાં પર એક અશ્રુબિંદુની પેઠે બાઝી રહેશે ?

કેટલાયે કાગળોના હું લાંબા લાંબા જવાબો લખું છું, પરંતુ આ પ્રશ્નનો જવાબ તો સદાને માટે હૃદયમાં અગ્નિઝાળની પેઠે ભડભડ બળ્યા કરશે; તે શબ્દોમાં કદી નહિ લખાય.

# ‘ ખોવાઈ ગઈ ! ’

સહિયરોની બૂમ સાંભળીને, મારી નાની દીકરી, અંધારામાં બીતી બીતી, ધીમે ધીમે, નિસરણી ઊતરીને નીચે જતી હતી. એના હાથમાં દીવો હતો. તે હોલવાઈ ન જાય માટે તેણે ઓઢણીનો છેડો દીવા આડે ધરી રાખ્યો હતો.

ચૈત્ર મહિનાની રાત હતી. આકાશ તારાઓથી ભરેલું હતું. હું અગાશીમાં પડ્યો હતો. ઓચિંતાનો છોકરીનું રડવું સાંભળી, ઊઠીને દોડતો જોવા ગયો.

જોયું તો નિસરણી ઊતરતાં ઊતરતાં તેનો દીવો પવનથી હોલાઈ ગયો હતો.

મેં કહ્યું : ‘ વામી, શું થયું ? ’

તેણે નીચેથી રોતાં રોતાં કહ્યું : ‘ હું ખોવાઈ ગઈ છું ! ’

ચૈત્ર મહિનાની રાત હતી, આકાશ તારાઓથી ભરેલું હતું. હું પાછો અગાશીએ ગયો. આકાશ ભણી નજર કરી. મારી વામીના જેવી જ જાણે કોઈ એક છોકરી આસમાની ઓઢણીનો છેડો હાથમાંના દીવા આડે ધરી, તેની જ્યોત સાચવતી એકલી ધીરે ધીરે ચાલી રહી હોય એવું મને લાગ્યું.

જો એ દીવો હોલવાઈ જાય, ને એ ચાલતી અટકી પડે તો આભના ખૂણેખૂણાને ભરી દે એવું એનું રૂદન સંભળાય : ‘ હું ખોવાઈ ગઈ છું ! ’

ꣻ

# દેડકામાંથી માણસ

ઘણા જ જૂના સમયની વાત છે.

તે વખતે પૃથ્વી પર એકે જીવજંતુનો જન્મ થયો નહોતો; માત્ર એક તળાવમાં એક જબરો દેડકો હતો. બીજો હતો આકાશમાં ચાંદો.

બંને વચ્ચે વાતોચીતો ચાલ્યા કરતી.

એક દિવસ ચાંદાએ કહ્યું : 'જુઓ મેડક, પૃથ્વી પરનાં ફળધાન વગેરેનો ઉપભોગ કરવા માટે એક પુરુષ અને એક સ્ત્રી નિર્માણ કરવાનો મારો વિચાર છે.'

મેડકે કહ્યું : 'હું પૃથ્વી પર રહું છું, એટલે પૃથ્વીનાં પ્રાણીઓ સારી રીતે બનાવતાં મને આવડે તે દેખીતું છે. તેથી એ ભાર હું માથે લઉં છું.'

ચાંદાએ કહ્યું : 'હું જેમને પેદા કરીશ તેઓ અમર બનશે; તારામાં એવી તાકાત નથી.'

મેડકે કહ્યું : 'ભલાદમી, તું તારા આભલાને જ સંભાળને, આ પૃથ્વીનાં પ્રાણીઓ સરજવાનું કામ મારું છે.'

પછી દેડકાએ ભાવાવેશથી ધીમેધીમે ફૂલીને પુખ્ત ઉંમરનાં એક પુરુષ અને એક સ્ત્રીને ઉત્પન્ન કર્યાં.

આ જોઈ ચાંદો ખૂબ ગુસ્સે થઇને બોલ્યો : 'આ તેં કર્યું શું ? આ બે પ્રાણીઓને તેં પેદા તો કર્યાં, પણ નથી એમનામાં બુદ્ધિ, નથી એમનામાં જાતનું રક્ષણ કરવાની તાકાત, કે નથી એમનું લાંબુ આયુષ્ય ! ઠીક છે, બિચારાઓ પર દયા કરીને મારી શક્તિ અનુસાર હવે હું તેમને ઠીકઠાક કરી લઉં છું. તેમને થોડી બુદ્ધિ આપું છું, અને આયુષ્ય પણ જરા વધારી દઉં છું, પરંતુ તને તો હવે હું નહિ રહેવા દઉં.'

આમ કહી ક્રોધથી ખૂબ ગરમ બની જઇને ચાંદાએ દેડકાને બાળીને ભસ્મ કરી નાખ્યો.

પછી ચંદ્રમાએ, બીને સંતાઈ ગયેલાં સ્ત્રી–પુરુષને પકડી, નવડાવી, આમ તેમ જરાતરા ટીપી મઠારીને તેમના શરીરની રચના કંઇક સુધારી. પછી પુરૂષનું નામ પાડયું બાટે અને સ્ત્રીનું નામ પાડયું હાના.

છેવટે ચાંદાએ તેમને સંબોધીને કહ્યું : 'જુઓ, આજથી ઘાસ, લતા, પાંદડાંના માલીક તમે ને તમારાં સંતાનો. તમને મેં બુદ્ધિ આપી છે, એટલે એમાંથી તમે તમારું સુખદુઃખ જોઈ લેજો. આ લો કુહાડી. અને તમારા માટે હું આ દેવતા પણ કરી દઉં છું, એને સાચવજો, અને કેવી રીતે રાંધીખાવું તે પણ બતાવી દઉં છું, શીખી લો !'

આવી રીતે રાંધી ખાવાનો ઉપદેશ આપી ચાંદો આકાશમાં ચડી ગયો અને પ્રસન્ન હાસ્ય પૂર્વક એમની સામે જોઇ રહ્યો.

પછી આ સ્ત્રીપુરૂષે ચાંદનીમાં ભમતાં ભમતાં કોઈ ઝાડની બખોલ જોઈ એમાં આશરો લીધો.

થોડા મહિનામાં જ હાનાએ એક જોડિયાં ભાઇબહેનને જન્મ આપ્યો. બાટે ખૂબ રાજી થઇને પોતાની સ્ત્રીની સેવા કરવા લાગ્યો, અને તેને માટે ઉત્તમમાં ઉત્તમ ખાદ્યની શોધમાં ફરવા લાગ્યો, પરંતુ એવો કોઈ તેને ખોરાક જડયો નહિ.

ત્યારે તેણે ચાંદાની સામે હાથ લાંબા કરી કહ્યું : ‘ હે ચંદ્રમાજી, મારી સ્ત્રીને લાયક કંઈપણ ખોરાક મને શોધ્યો જડતો નથી. કોઈ ઉપાય બતાવો ! ’

ચાંદાએ નીચે ઊતરી આવી બાટેના હાથમાં કેળાંની એક લૂમ આપીને કહ્યું : ‘ જો જોઉં, આની ગંધ કેવી લાગે છે ? ’

બાટેએ કહ્યું : ‘ વાહ ! શું અદ્ભુત છે ! ’

પછી ચાંદાએ એકની છાલ કાઢીને એના હાથમાં આપી કહ્યું : ‘ ખાઈ જો, જોઉં, કેવું લાગે છે ? ’

ખાઈને ખુશ થઈ તે સ્ત્રીને આપવા લઈ ગયો. સ્ત્રીને પણ ખૂબ જ સંતોષ થયો.

તે બોલી : ‘ ચીજ બહુ સરસ છે, પરંતુ એ ખાવાથી શરીરમાં જોર આવતું નથી. ’

બાટેએ ચાંદાને એ વાત કરી.

ચાંદાએ કહ્યું : ‘ જો જોઉં, પેલું શું જાય છે ? ’

બાટેએ કહ્યું : ‘ એ પાડો છે. ’

ચાંદાએ કહ્યું : ‘ બરાબર, એની પાછળ શું છે ? ’

બાટેએ કહ્યું : ‘ બકરી છે. ’

ચાંદાએ કહ્યું : ‘ વારુ, એની પાછળ શું છે, કહે જોઉં ? ’

બાટેએ કહ્યું : ‘ હરણ છે. ’

ચાંદાએ કહ્યું : ‘ બહુ સરસ. એની પછી શું છે ? ’

બાટેએ કહ્યું : ‘ ઘેટું છે. ’

ચાંદાએ કહ્યું : 'હા, ઘેટું છે. હવે આકાશમાં શું ઊડે છે, કહે જોઉં ?'

બાટેએ કહ્યું : 'મરઘી અને કબૂતર.'

ચાંદાએ કહ્યું : 'ખરી વાત. જા, એ બધાયે તને આપ્યાં. એમનું માંસ રાંધી ખા.'

આમ દિવસો જાય છે !

એક દિવસ આ આદિ સ્ત્રીપુરુષ ઓચિંતાના સવારે ઊઠીને જુએ છે તો જબરદસ્ત આગના પૈડા જેવું કંઈ આકાશમાં ચડી આવ્યું છે, ને એના પ્રકાશથી ચારે દિશાઓ ઉજ્જ્વળ બની ગઈ છે.

હાનાએ કહ્યું : 'બાટે, આ શું થયું ?'

બાટેએ કહ્યું : 'ચાંદાને પૂછી જોઉં તો ખબર પડે.'

આમ કહી એણે ચાંદાને બોલાવવા બૂમો પાડવા માંડી.

એક વજ્રના જેવો અવાજ આકાશમાંથી સંભળાયો : 'રહો, પહેલાં આ નવો પ્રકાશ હોલવાઈ જવા દે, પછી વાતો કરીશું.'

અંધારું થતાં ચાંદો ઊગ્યો. તેણે કહ્યું :

'હવેથી સમયના બે ભાગ થશે—દિવસ અને રાત. સવારે સૂર્ય અજવાળું આપશે, અને રાતે હું અને મારાં સંતાન તારાઓ અજવાળું આપીશું. આ નિયમનો હવે કદી પણ ભંગ થશે નહિ. અને તમે સૃષ્ટિનાં સૌથી પહેલાં પેદા થયેલાં પ્રાણી છો, તેથી તમારાં સંતાનો બધાં પ્રાણીઓમાં શ્રેષ્ઠ રહેશે. તમને મેં સંપૂર્ણતા અને અનંત જીવન

આપ્યું હતું, પરંતુ પેલા દેડકાનો જન્મદોષ તમારા શરીરમાં રહી ગયો છે. એટલે મૃત્યુના પંજામાંથી તમને કોઈ બચાવી શકે તેમ નથી.'

વળી તેણે કહ્યું : 'જ્યાં સુધી તું ને હાના આ પૃથ્વી પર હશો ત્યાં સુધી, જરૂર જણાયે તમને સલાહ અને સહાય આપવામાં હું કચાશ નહિ રાખું, પરંતુ તમારી હયાતી બાદ, મનુષ્યોની સાથે મારી વાતચીત ચાલુ રહેશે નહિ. માટે તમે જે કંઈ શીખો તે છોકરાંને શીખવાડી દેજો.



પ્રખ્યાત પ્રવાસી સ્ટાનલી સાહેબે મધ્ય આફ્રિકાના આદિ-વાસીઓમાં ચાલતી દંતકથાઓ લખી છે, તેમાં મનુષ્યની સૃષ્ટિ કેવી રીતે થઇ તે સંબંધી ઉપલી વાર્તા લખેલી છે.

ડાર્વિનની એવોલ્યુશનની થિયરી ઘણાં ઘણાં વર્ષો પહેલાં આફ્રિકામાં શોધાઇ હતી; દેડકામાંથી મનુષ્યની ઉત્પત્તિ થઈ; આ વાર્તા તેનું પ્રમાણ છે. પરંતુ આફ્રિકાની એ જાતિમાં હજી સુધી એવો કોઇ સૂક્ષ્મ બુદ્ધિશાળી જન્મ્યો નથી જે આ અફર પ્રમાણના આધારે યુરોપના ગર્વનું ખંડન કરે !



# માણસ, ઘોડો અને સમુદ્ર

એક વખત માણસ જંગલી હતો, અને ઘોડો પણ જંગલમાં રહેતો હતો. માણસ દોડી શકતો નહિ, અને ઘોડો પવનવેગે દોડતો. તેનો રૂવાબ કેવો સુંદર હતો, અને તેની સ્વતંત્રતા કેવી અબાધિત હતી ! ઘોડાના અંગેઅંગમાં દોડવાનો આનંદ વીજળીવેગે નૃત્ય કરતો. તે જોઈને માણસના મનમાં ભારે લોભ જાગ્યો.

એક દિવસ માણસે જાળ બિછાવી ઘોડાને પકડ્યો. પછી કેશવાળી પકડી એની પીઠ ઉપર ચડી બેસી પોતાના શરીરની સાથે ઘોડાના ચારે પગ જોડી દીધા. એ ચારે પગને પૂરેપૂરા પોતાના કબ્જામાં લેતાં એને ઘણો વખત લાગ્યો, ઘણી વખત એ પડ્યો પછડાયો, માર ખાધો ને ઘોડાને માર્યો યે ખરો. પરંતુ કશાથી તે દબ્યો નહિ. ઘોડાની ગતિને ચોરી લેવાની એણે પ્રતિજ્ઞા લીધી હતી. છેવટે તેની જ જીત થઈ. ધીમાપગો માણસ ઘોડાની ઝડપી ગતિને કબ્જે કરી પોતાના કામે લગાડવા લાગ્યો.

ફરતાં ફરતાં માણસે એક જગાએ સમુદ્ર જોયો. હવે આગળ જવાનો રસ્તો નહોતો. આસમાની પાણીનું તળીયું દેખાતું નહોતું, ને તેનો કિનારો યે દેખાતો નહોતો. લાખ લાખ મોજાં આંગળી ઊંચી

કરી કિનારે ઊભેલા માણુસને ધમકાવતાં હતાં, ને કહેતાં હતાં કે ખબ-રદાર, જો એક ડગલુંયે આગળ વધ્યો છે તો ! અહીં તારી ચાલાકી ચાલવાની નથી.

માણુસ કિનારે બેઠો બેઠો એ અતાગ અનંત મહાસાગર તરફ જોઇ રહ્યો. પરંતુ નિષેધની સાથે સાથે જ એને સમુદ્રમાંથી પ્રબળ આહ્વાન પણુ સંભળાઈ રહ્યું હતું. મોજાં અટ્ટહાસ્ય કરી નાચતાં હતાં—એને પકડી રાખવાનું અશક્ય જ હતું. પણુ એ જોઇને, જાણે લાખે નિશાળીઆઓ ઘંટ વાગતાં છૂટયા હોય અને પૃથ્વીને ફૂટબોલની પેઠે લાત મારી મારીને આકાશમાં ઉડાડવા ઇચ્છતા હોય એવું લાગતું હતું. આ જોઇને કિનારે બેઠેલા માણુસનું મન ડાહ્યું ડમરું થઇને શાંત બની પડી રહે એ કેમ બને ? સમુદ્રનું આ ગાંડપણુ જોઈ માણુસના લોહીમાં કરતાળ બજવા માંડી. અનંત મહાસાગરની આ ખંડખંડ વ્યાપી સ્વ-તંત્રતાને કબજે કરવાનું માણુસને મન થયું.

પરંતુ એવી અદ્ભુત ઇચ્છા પૂરી થાય કઈ રીતે ? કિનારાની આ હદ સુધી જ માણુસને અધિકાર છે, એની તમામ ઇચ્છાઓને એણે આટલેથી અટકાવી દેવી જોઇએ. પરંતુ માણુસની ઇચ્છાને જ્યાં રૂંધવામાં આવે ત્યાં જ તે બમણું જોર કરી ઊઠે. મુસીબતોને પોતાના ઉપર સવાર થવા દેવાનું તેને ગમ્યું નહિ.

છેવટે એક દિવસ જંગલી ઘોડાની પેઠે જ, મોજાંરૂપી કેશવાળી પકડીને માણુસ સમુદ્રની પીઠ પર ચડી બેઠો. ગુસ્સે ભરાઇને સમુદ્રે પીઠ ખંખેરવા માંડી. માણુસ કેટલો ડૂબ્યો ને કેટલો મરી ગયો તે કહ્યે પાર આવે તેમ નથી. છેવટે એક દિવસ માણુસે એ અફાટ સમુદ્રને પણુ પોતાની સાથે જોડી દીધો. કિનારા વગરનો સમુદ્ર કિનારા વાળો બની ગયો, અને માણુસના પગમાં માથું ઝુકાવી ઊભો.

# અકબરશાહની ઉદારતા

કોઈ પ્રાચીન અંગ્રેજ મુસાફરે અકબર શાહની ઉદારતા વિષે એક વાત લખી છે તે નીચે આપું છું.

અકબર શાહની માતૃભક્તિ અતિ પ્રબળ હતી, એટલી બધી કે એક વખતે જ્યારે એમનાં માતા પાલખીમાં બેસી લાહોરથી આગ્રા જતાં હતાં, ત્યારે અકબરે અને એની દેખાદેખીથી બીજા પણ મોટા ઉમરાવોએ પોતાની ખાંધ પર પાલખી ઊંચકી એમને નદી પાર ઉતાર્યાં હતાં. બાદશાહની માતા બાદશાહને જે કંઈ હુકમ કરતાં તે બધું જ તે કરતો. માત્ર અકબર શાહે માતાની એક આજ્ઞા પાળી નહોતી.

અકબરની માતાને ખબર મળ્યા કે પોર્ટુગિઝ ખલાસીઓએ એક મુસલમાન વહાણ લૂંટતાં તેમાંથી તેમને કુરાન ગ્રંથ મળ્યો હતો. તે ગ્રંથ તેમણે એક કૂતરાની ડોકે બાંધી ઢોલ વગાડી ઓર્મજ શહેરમાં ફેરવ્યો હતો. આ સમાચાર સાંભળી ગુસ્સે થઈ બાદશાહની માતાએ અકબરને આગ્રહ કર્યો કે એક બાઇબલ લાવી ગધેડાની ડોકે બાંધી આગ્રા શહેરમાં ફેરવો.

બાદશાહે જવાબ દીધો : 'જે કૃત્ય થોડા પાર્ટુગિઝોને માટે નિંદ્ય છે તે કૃત્ય એક બાદશાહને માટે અતિ નિંદ્ય છે એમાં મને સંદેહ નથી. કોઈ પણ ધર્મ પ્રત્યે તિરસ્કાર પ્રકટ કરવાથી ઈશ્વર પ્રત્યે તિરસ્કાર પ્રકટ થાય છે. એટલે હું એક નિર્દોષ પુસ્તક ઉપર વેર નહિ લઉં.'

# ન્યાય

પ્રશિયાના મહાન સમ્રાટ ફ્રેડરિકે રાજધાનીથી થોડે દૂર એક બાગ બંધાવવાનો વિચાર કર્યો. બધો બંદોબસ્ત થઈ ગયા પછી તેના સાંભળવામાં આવ્યું કે કોઈ ખેડૂતનો અનાજ ઝૂડવાનો કૂબો વચમાં આવવાથી એનો બાગ સંપૂર્ણ બની શકતો નથી. ખૂબ રૂપિયાની લાલચે પણ ખેડૂત પોતાનું ઘર છોડવા રાજી નથી એવું જાણી સમ્રાટે ખેડૂતને પોતાની પાસે બોલાવ્યો, અને પૂછ્યું: 'તને આટલા બધા રૂપિયા મળે છે છતાં કેમ ઘર છોડવાની ના કહે છે!'

ખેડૂતે જવાબ દીધો: 'આ મારું વડીલોપાર્જિત ઘર છે; અહીં જ મારા પિતાએ પોતાની જિંદગી કાઢી છે અને અહીં જ તેમનું મરણ થયું છે. વળી અહીં જ મારા પુત્રનો જન્મ થયો છે. હું એ વેચવા ઈચ્છતો નથી.'

રાજા બોલ્યો: "મારે આ જગાએ મારો મહેલ બંધાવવો છે."

ખેડૂત બોલ્યો: "આપ કદાચ ભૂલી ગયા હશો કે આ અનાજ ઝૂડવાનો કૂબો મારો મહેલ છે."

રાજા બોલ્યો: 'તું જો વેચાતું નહિ આપે તો એ ઘર તારી પાસેથી ખૂંચવી લેવાની મને સત્તા છે.'

ખેડૂત બોલ્યો: "ના, સત્તા નથી. બર્લિન શહેરમાં અદાલત છે."

આ સાંભળી ખેડૂતના ઘર ઉપર રાજાએ ફરી દખલ કરી નહિ. તેણે વિચાર કર્યો કે રાજાઓ કાયદા ઘડી શકે છે પણ કાયદા તોડી શકતા નથી. ખેડૂતનો એ કૂઓ આજલગી રાજાના બાગમાં છે.

: ૨ :

ગૂજરાતની રાણી સંબંધમાં આવી જ એક વાર્તા પ્રચલિત છે. બહુ જૂની વાત છે. તે વખતે ગૂજરાત સંપૂર્ણ સ્વતંત્ર દેશ હતો. રાણીનું નામ મીનલદેવી. તેના રાજઅમલ દરમિયાન ધોળકા ગામમાં તેમણે 'મીનલ તળાવ' નામે એક તળાવ ખોદાવવા માંડ્યું. આ તળાવની પૂર્વ તરફ કોઇ એક ખરાબ સ્વભાવની બાઇનું ઘર હતું. એ ઘરને લીધે તળાવનો આકાર એક સરખો રહેતો નહોતો. રાણીએ ઘણું દ્રવ્ય આપી એ ઘર ખરીદ કરવાની કોશીશ કરી; પરંતુ ઘરવાળીએ વિચાર કર્યો કે તળાવ ખોદાવવાથી રાણીને જેમ જશ મળશે, તેમ તળાવના કામમાં વિઘ્ન નાખવાથી મારું પણ એક રીતે નામ રહી જશે. આમ સમજી તેણે ઘર વેચાતું આપવાની ના પાડી. રાણીએ બિલકુલ સત્તા વાપરી નહિ; ઘર ત્યાં જ રહ્યું. આજે પણ મીનલ તળાવની પૂર્વ તરફથી હદ અણસરખી છે. ત્યારથી એ પ્રદેશમાં એક કહેવત પ્રચલિત થઇ છે કે ન્યાયધર્મ જોવો હોય તો મલાવ તળાવ જુઓ."